# કર્તાનાં બીજાં પુસ્તકો

**ગુજરાતીમાં :**

| | | | |
|---|---|---|---|
| ૧ | કાવ્યરસિકા ... ... | કિંમત રૂ. ૧-૮-૦ | (પૃષ્ઠ ૧૮૮) |
| ૨ | વિલાસિકા ... ... | ,, ૧-૮-૦ | ( ,, ૨૦૦) |
| ૩ | પ્રકાશિકા ... ... | ,, ૧-૪-૦ | ( ,, ૧૮૨) |
| ૪ | મલબારીનાં કાવ્યરત્નો ... | ,, ૩-૦-૦ | ( ,, ૪૫૦) |
| ૫ | ભારતનો ટંકાર ... ... | ,, ૦-૧૨-૦ | ( ,, ૭૫) |
| ૬ | સંદેશિકા ... ... | ,, ૧-૦-૦ | ( ,, ૧૮૮) |
| ૭ | કલિકા ... ... | ,, ૨-૦-૦ | ( ,, ૨૬૦) |
| ૮ | ભજનિકા (કાચું પૂઠું ૦-૧૪-૦) | ,, ૧-૪-૦ | ( ,, ૧૬૦) |
| ૯ | રાસચંદ્રિકા (કાચું પૂઠું ૦-૧૪-૦) | ,, ૧-૪-૦ | ( ,, ૧૨૦) |
| ૧૦ | દર્શનિકા | ,, ૩-૦-૦ | ( ,, ૪૩૨) |

**અંગ્રેજીમાં :**

૧૧ The Silken Tassel
(લંડનમાં છપાયલું) ,, ૩-૧-૦

**કવિ મોટાલાલનાં પ્રતિકાવ્યો :**

૧૨ પ્રભાતનો તપસ્વી ,, ૦-૪-૦

૧૩ કુકકુટદીક્ષા ,, ૦-૪-૦

**હવે પછી છપાશે :**

૧૪ રાષ્ટ્રિકા
૧૫ રાસચંદ્રિકા, ભાગ બીજો
૧૬ પ્રભાતગમન, લાંબું વર્ણનકાવ્ય
૧૭ કેટલાંક પ્રતિકાવ્યો
૧૮ યુગરાજ, મહાકાવ્ય
૧૯ અમરદેવી નાટક
૨૦ ગુજરાતી કવિતા અને અપદ્યાગ
૨૧ ગદ્યસંગ્રહ
૨૨ Leaf and Flower
૨૩ The Rest-House of the Spirit

મારી સદ્‌ગત પુત્રી

# તેમીનાનાં

પવિત્ર સ્મરણને અર્પણ

જન્મ : તા. ૫ : ૧૧ : ૧૯૦૧ ] == [ અવસાન : તા. ૧૭ : ૭ : ૧૯૨૯

૧

અમૃતમય આત્મજા! તાતધન તેમીના!
તારકા તુંજ મુજ આંખકેરી!
મુજ જીવનક્ષિતિજથી તું જતાં શી પડી
જવનિકા હૃદય સર્વત્ર ઘેરી!
તદપિ તું તેમની તેમ રહી તારકા,
સ્થૂળમાંથી સરી સૂક્ષ્મમાંહીં:
તુજ નવલ સૃષ્ટિના એ પ્રવાસે લીધી
મુજ અબલ દૃષ્ટિ પણ તેંજ ત્યાંહીં!

જન્મ ને મૃત્યુ છે ઉભય સુંદર જગે,
હો ભલે ઉભયના પંથ ન્યારા!
પણ ખરે મૃત્યુ એ અધિક સુંદર દિસે,
જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણક્યારા!
પૂર્ણ સૌંદર્યમાં તું સરી ગઈ, સુતા!
ત્યાં કશી શોકતંત્રી જગાડું?
અંત્ય આનંદશબ્દો સર્યા તુજ મુખે,
ત્યાં કશા અવર ધ્વનિ આજ પાડું?

સાત ને વીશ નક્ષત્ર વર્ષોતણી
તુજ જીવનચંદ્રની ફેરી પૂરી :
શુદ્ધ કૌમાર્ય તેં સફળ કીધું, સુતા !—
રહી અમારીજ સેવા અધૂરી !
વૃદ્ધ માતાપિતા અંધ ઉરવ્યોમમાં
અન્ય તારક છતાં તિમિર ભાળે ;
તોય નિજ હૃદયના હૃદયમાં જ્યોતિ તુજ
નવ થશે શુભ ત્યાં કોઈ કાળે !

આજ આકાશનાં પડળ ઉઘડી ગયાં,
જ્યોતિની રેલ રેલાય સઘળે ;
આત્મ મુજ નાહ્ય તુજ અસ્તના રંગમાં,
અમૃતનાં બિંદુ વેરાય ઢગલે !
તુંજ કવિતા હતી રંક મુજ જીવનની,
દર્શનિકા હતી તુંજ મારી :
વિશ્વચૈતન્યમાં ધન્ય વસજે, સુતા !
તુજ સ્મરણમાધુરી આ સ્વીકારી !

# નિવેદન

કવિતા એ જીવનની સમીક્ષા છે, એ મેથ્યુ આર્નોલ્ડનું જાણીતું મહાસૂત્ર આ "દર્શનિકા"ના વિસ્તૃત કાવ્યમાં મૂર્તરૂપે દેખા દે છે, અને ગુજરાતના ચરણમાં એ કાવ્ય મારા જીવનની અર્ધી સદી પૂરી થતાં હું સહર્ષ મૂકીને કૃતકૃત્ય થાઉં છું. દ્રષ્ટા હો, પયગમ્બર હો, કે કવિ હો, સૌ પોતપોતાની અંતરજ્યોતિના પ્રમાણમાં માનવજીવન અને વિશ્વ સંબંધના અનેક ગૂઢ કોયડાઓ ઉકેલવાનો પ્રયત્ન કરતાજ રહ્યા છે, કારણ કે આ દેખીતા વિશ્વનાં પોલાણ ને અંધારમાં નિત્યગતિમાન્ ચૈતન્ય પોતાનાં કિરણ પ્રસરાવતું જ રહ્યું છે. હું ગૂઢ છું તે પ્રત્યક્ષ થાઉં, એ ચૈતન્યની એક જ મહેચ્છા છે, અને એ પ્રત્યક્ષ થાય છે ત્યાંજ તે ચૈતન્યની સિદ્ધિ છે. વિશ્વચૈતન્ય પ્રભુ પણ મહાવિશ્વરૂપે પ્રત્યક્ષ થયો છે, એજ એના અસ્તિત્વની સિદ્ધિ છે. જગતને પ્રભુના અસ્તિત્વને માટે બીજા પુરાવાની જરૂર નથી.

કવિતાની સાથે તત્ત્વદર્શન એ મૂળથીજ મારો પ્રિય વિષય છે, અને મારી સોળ વર્ષની નાની ઉમરમાં જ એક સંસ્કારી સિદ્ધ યોગીનો મને સંબંધ થયો હતો, જેની કૃપાથી મનુષ્ય અને પ્રભુના મહાસંબંધના કેટલાક ગૂઢ પ્રશ્નો ભણી મારા હૃદયનું આકર્ષણ થયું હતું, અને તેની જ કૃપાથી યોગસિદ્ધિના મર્મ પણ હું મેળવી શક્યો હતો. મારી છૂટક કવિતામાં તત્ત્વદર્શનનાં એવાં અનેક સૂત્રો મૂળથી જ પડેલાં છે, એ બીજને મેં જીવનભર જગતના મહાન્ તત્ત્વદર્શીઓનાં પુસ્તકોનાં વાંચન અને મનનથી સતત સિંચન અને પોષણ આપ્યું છે, અને આજે તે મારા હૃદયમાં સુંદર વૃક્ષરૂપે ફાલ્યું અને ફળ્યું છે. કવિતા અને તત્ત્વદર્શનનો મહાયોગ વિરલ છે. છતાં સ્વાભાવિક છે, સૌ મોટા કવિઓમાં

ભાવ અને કલ્પનાની જેટલી વિશેષતા છે, તેટલી તત્ત્વદર્શનની પણ છે, કારણ કે ઊંચા કવિહૃદયમાં વિશ્વચૈતન્યનો તણખો પોતાની જ્વાળા અને જ્યોતિ વધુ સ્પષ્ટપણે પ્રસરાવે છે. તત્ત્વજ્ઞાનને કવિતામાં ઉતારવાનું કાર્ય કેટલું વિકટ છે, તે તો ખરા કવિઓ જ જાણે છે. કવિતાના પ્રવાહને તત્ત્વજ્ઞાન તરફ વાળતાં માર્ગમાં ભારે મોટા ખડકો અને ઊંડી ખીણોની ભીતિ હોય છે, અને કવિનું હૃદય જો સદાસર્વદા જાગ્રત અને રસની અખંડ સેર ઉડાડતું નહીં રહે, તો એ કવિતાનો પ્રવાહ એ ખડકો સાથે અથડાઇને છિન્નભિન્ન થાય, અગર તે ઊંડી ખીણોમાં પડીને અદૃશ્ય થઈ જાય. કવિહૃદયને એથી એવી તત્ત્વજ્ઞાનયુક્ત વિચારપ્રધાન કવિતા લખતાં સદા જાગ્રત રહેવું પડે છે, નહીં તો વિચારના શુષ્ક માર્ગમાં કવિતાનો રસ સૂકાઈ જઇને અદૃશ્ય થાય છે, અને અંતે એવું લેખન શુદ્ધ કવિતા લેખે નહીં, પણ પદ્યમાં રચાયલા સ્થૂળ વિચારોરૂપેજ રહી જાય છે. અંગ્રેજ તત્ત્વદર્શક મહાકવિ વર્ડ્સ્વર્થની એવી સેંકડો ને હજારો પંક્તિઓ ગદ્યરૂપે જ ગણાય છે, તે એજ કારણને લીધે, એ બધા અંગ્રેજી સાહિત્યના અભ્યાસીઓને વિદિત છે. આ વિસ્તૃત કાવ્યમાં કવિતાના આત્મારૂપ રસ અને કલ્પના અખંડપણે વહે છે કે નહીં, અને એમાં કીધેલું તત્ત્વદર્શન કાવ્યના સ્વાભાવિક ઉચ્ચ પ્રવાહને કોઈ રીતે શુષ્કતામાં ઉતારી દે છે કે નહીં, તે તો રસિક અને રસજ્ઞ વાચકને જે લાગે તે ખરૂં.

હવે આ કાવ્યના ઉદ્ભવ માટે થોડા શબ્દો હું અહીં કહી દેવા ઉચિત ધારૂં છું. કરુણરસમાંથી જેમ વીરરસ જન્મે છે, તેમ તેમાંથી જ્ઞાનનો શાંત રસ પણ ઉદ્ભવ પામે છે. ઈ. સ. ૧૯૨૯ના જૂલાઈ માસમાં મારી મોટી પુત્રી લાંબી માંદગી પછી પ્રભુશરણ થઈ, તે ઉપર મારે આશ્વાસનરૂપે એક પ્રશસ્તિકાવ્ય લખવું, એવી કેટલાક મિત્રો ને સબંધીઓની સૂચના હતી. જીવનભરની તીવ્ર વેદનાના અને કડવા મીઠા પ્રસંગોના અનુભવોમાંથી પસાર થઈ સદ્જ્ઞાનની ઊંડી શાંતિ જ મારા હૃદયમાં ભરી હતી. મારી પુત્રી પ્રત્યેનો મારો નિર્મળ ને ઊંડો સ્નેહ મારી

પુત્રીના દૃશ્ય કે અદૃશ્ય રૂપમાં પણ તેવાજ અખંડપણે વહેતો રહ્યો છે. તો પછી આ ખાનગી ખોટને હું કવિ હોવાથી શું જાહેર રૂપ આપું? એમાં તો મારા સ્નેહને નાનમજ લાગે. એવો પ્રસંગ તો વિશ્વવહનનો સૌંદર્યપ્રસંગ જ કહેવાય. તીવ્રમાં તીવ્ર શારીરિક અને માનસિક વેદનાએ મારા હૃદયને વિશ્વચૈતન્યમાં અને સ્નેહના વિશ્વધર્મમાં શાંતિ અને સ્થિરતા અનુભવતું કીધું હતું, એટલે જીવનભરના મારા અનુભવોનો પાક ઉતારવો, એજ મારે માટે ઈષ્ટ માર્ગ હતો. એ વિચારોમાં 'દર્શનિકા' કાવ્યનો ઉદ્ભવ થયો. એ કાવ્યની બીજરૂપ એક કડી કોઈ ધન્ય પળે ઘણાં વર્ષો પર લખાઈ હતી, તે મારી નોંધપોથીમાં પડેલી એકાએક મારી નજરે પડી. તે કડી આ પુસ્તકના ૧૧૧મા મુક્તકમાં સમાયલી આ રહી:

"દુઃખને દુઃખ જે જોય આ જગતમાં,
તે ન જાણે અહીં સુખ કદાપી;
દુઃખ માટેજ જો હોત દુનિયા કીધી,
તો કદી નરક ના જોત પાપી;

સુખ વિના પાપ નહીં, દુઃખ વિણ પુણ્ય નહીં,
વિશ્વનું એજ ઊંડું ઉખ્યાણું:
દિવસ વિણ તાપના તીવ્ર વ્યાપાર ક્યાં,
રાત્રિ વિણ ભવ્ય ક્યમ વિશ્વ માણું?"

આ કાવ્ય તા. ૧૫મી ડીસેમ્બર ૧૯૨૯ને રોજ લખવાનું શરૂ કીધું, અને તા. ૩૧મી માર્ચ ૧૯૩૦ને દિને પૂર્ણ થયું, એટલે સાડાત્રણ માસની ટુંકી મુદતમાં આ ૭ હજાર લીટીનો પ્રવાહ અખંડપણે વહ્યો અને ભદ્રરૂપ પામ્યો. એ અરસામાં ધંધાનો વ્યવસાય, માંદગી વગેરે અનેક ઉપાધિઓ તો ચાલુજ હતી, પણ મોટે ભાગે રાત્રિની શાંતિમાં એ કાવ્ય લખાઇને પૂરૂં થયુ. મારી સદ્‌ગત પુત્રીની પ્રશસ્તિરૂપે પણ આ કાવ્ય તો

મારે મન મંગલસ્વરૂપ જ છે. સર્વના કલ્યાણમાં વ્યક્તિનું કલ્યાણ પણ સમાઈ જાય છે.

આ વિસ્તૃત કાવ્યની રચના નવ ખંડમાં વહેંચી દેવામાં આવી છે, અને 'કલિકા'માં જેમ છૂટાં મુક્તક છે, તેમ આમાં પણ ઝૂલણાછંદની બે કડીનું મુક્તકયુગ્મ રાખવામાં આવ્યું છે. દરેક મુક્તકયુગ્મ સ્વયંપૂર્ણ છે, અને સ્વતંત્ર એકમ તરીકે તેને આગળ પાછળના સંબંધની ખાસ આવશ્યકતા નથી, તેમ છતાં વિચારપ્રવાહમાં તો દરેક મુક્તકયુગ્મ આખા ખંડનું સુસ્થિત અંગ થઈને રહે છે. આ રચનાકળાથી કાવ્ય દીર્ઘ બનીને કંટાળો આપતું નથી અને રસ અખંડ રાખે છે. પ્રત્યેક મુક્તકયુગ્મ એક એક સોનેટ જેવું છે. લાંબાં વર્ણનકાવ્યો, કે તત્ત્વદર્શનયુક્ત વિચારપ્રધાન વિસ્તૃત કાવ્યો માટે આ વિધિ વાચકને કાવ્યનો રસ અખંડ જાળવવા માટે સહાયરૂપ થઈ પડે છે, એવી મારી શ્રદ્ધા છે. દુનિયાનાં બધાં મોટાં કાવ્યો બહુધા એક જ છંદમાં રચાયાં છે, અને તેમાં જ કવિની કળાની ખરી પરખ અને સિદ્ધિનાં દર્શન થઈ શકે છે.

માનવજાતિ હજારો વર્ષથી પોતાના જ્ઞાનભંડારમાં ઉમેરો કરતી રહી છે, અને ધર્મનાં આધ્યાત્મિક તત્ત્વો સાથે વિજ્ઞાને પણ માનવજ્ઞાનને વધારવા ને દૃઢ અને સિદ્ધ પાયા પર મૂકવા કંઈ જેવો તેવો ફાળો આપ્યો નથી. વિજ્ઞાનને હું તત્ત્વજ્ઞાનથી વિરુદ્ધ હોવાનું માનતો નથી. પ્રકૃતિ જે પુરુષનું અર્ધાંગ છે, તેનાં ચલનહલનના નિયમનું જ્ઞાન પુરુષને સમજવા માટે તત્ત્વજ્ઞાન જેટલું જ અગત્યનું છે. આ કાવ્યમાં મેં ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય કરવા યત્ન કીધો છે. આજના પ્રચલિત કોઈપણ ધર્મને પૂર્ણ ગણવો એ અહંતા જ છે, કારણ કે આજના સર્વ ધર્મો એક જ સત્યધર્મની જૂદી જૂદી શાખા જેવા છે. વિશ્વ અને વિશ્વનિયંતાનું સત્ય જ્ઞાન જેને થયું છે, તે એ બધી જૂદી જૂદી પ્રત્યક્ષ ધર્મવિધિઓથી પર છે. તેને મન તો વિશ્વનો એક જ ધર્મ સત્ય છે, અને તે સ્નેહનો વિશ્વધર્મ છે,

માનવબંધુતાનો મહાધર્મ છે. એ સ્નેહધર્મ હજી તો એક ભાવનાજ છે, પણ વિશ્વમાં માનવસમાજને અનેક મંડળોમાં ગ્રથિત કરવાના જે પ્રયાસો ઠેરઠેર થયા છે ને થાય છે, તે એ મહાવૃક્ષની શાખા જેવા જ છે. માનવ-જીવન હાલ છે તે કરતાં જ્ઞાનમાં બધી બાજુથી આગળ વધશે તેમ એ સ્નેહના વિશ્વધર્મ ભણી વધુ ખેંચાતું જશે. એ ભાવના એક દિન, હજારો લાખો વર્ષો પછી પણ, સિદ્ધ થશે, એ કવિઓ ને પયગંબરોની કલ્પના અને આશા છે, અને એ આશા જે ચૈતન્યથી ઉદ્‌ભવાઈ છે, તે ચૈતન્યજ તેને પોષીને સિદ્ધ કરશે એવી શ્રદ્ધા વધારે પડતી નથી.

માનવજીવન અને વિશ્વસંબંધ માટે આજસુધીમાં એટલું લખાયું છે કે આ કાવ્યમાં કોઈને કશું નવું નહીં પણ લાગે એ સ્વાભાવિક છે. એકમ પર એકમ ઉમેરાઈ આંકડાઓ વધતા જાય છે, તેમ માનવનું જ્ઞાન પણ વધે છે. 'મારવો તો હાથી ને લૂંટવો તો ભંડાર,' એ કહેવત પ્રમાણે મારી કાવ્યપ્રેરણાએ આ મોટા કાવ્યમાં માનવજ્ઞાનના સંચિત ભંડારમાંથી લૂંટ ચલાવેલી દેખાશે. એ લૂંટ પણ બાદશાહી લૂંટ છે. સર્જક સદા લૂંટતો આવ્યો છે, પણ તે પાછું નવસ્વરૂપે બક્ષવાને માટે. વિશ્વનિયંતા કહો, કે કાળભગવાન કહો, એ જગતને એક બાજુથી લૂંટી બીજી બાજુથી સમૃદ્ધ કરે છે. તમામ જીવનનુ પુનરુત્થાન એમ જ થાય છે, અને સર્જક કવિની નવી સૃષ્ટિ પણ એવી જ જૂની સૃષ્ટિની લૂંટમાંથી બંધાય છે. સર્જકની કળા તેને પાછી નવી જીવંત સૃષ્ટિની વ્યવસ્થામાં આવિર્ભૂત કરવામાં છે.

અને હૃદયના આઘાતમાંથી ઉદ્‌ભવેલું આ વિસ્તૃત કાવ્ય છપાઈને પ્રકટ થતી વેળા પણ હું મારા જીવનની તીવ્રમાં તીવ્ર વેદનામાંથી પસાર થાઉં છું, અને આ પ્રસ્તાવના એવી મહાવેદનાના અનેક ઉથલાઓ વચ્ચે મળેલી એ શાંત ઘડીઓમાં લખાઈ છે, એ પણ પરમાત્માની કોઈ અદ્‌-

અનુભવી રહ્યો છું, અને આ કાવ્ય તેના પૂર્ણ સ્વરૂપમાં પ્રકટ થયલું આ સ્થૂળ આંખે હું જોઈ શકીશ કે નહીં, તે ભાવિનું નિર્માણ છે, પણ આ મારી કૃતિ છેલ્લી જ હોય તોપણ તેને મારી પ્રિય ગુર્જરદેવીના ચરણમાં મૂકતાં મને આનંદ થાય છે. ગુર્જરીની સેવા જન્મભર મેં યથાશક્તિ કીધી છે, અને મારો છેલ્લો શ્વાસ જતાં પણ તેના જ ચરણમાં મારૂં જીવનભરનું તત્ત્વદર્શન મૂકી જાઉં, એથી વધુ અભિલાષસિદ્ધિ મારા આત્માને બીજી શી હોય? રાજ્યકારણમાં ગુજરાત આજે જગતભરમાં મોખરે છે, તેમ કાવ્યસાહિત્યમાં પણ તે જલદી મોખરે આવો, એજ મારી અભિલાષા ને આશિષ છે. અસ્તુ!

મદ્રાસ,
તા. ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૩૧

અરદેશર ફરામજી ખબરદાર

# અનુક્રમણિકા

( ઝૂલણા છંદ )

આજ આકાશમાં કનક રેલે બધે,
　　પ્રકૃતિ તે ઝીલવા સર્વ ઊઠે;
જઈ પડયુ સ્યામળું પિચ્છ પાતાળમાં,
　　તિમિરભર યામિની જાય પૂઠે;
ઝળહળે જ્યોત જ્યાં ધવલ કરધોધમાં,
　　ગગનમાં અગન ત્યાં કેમ દેખું?
ભીંજતી આંખડી બીડતી પાંખડી,
　　રાતદિનમાં કશો ભેદ લેખું?

કોટિ બ્રહ્માંડનાં કોટિ રૂપો રચ્યાં,
　　ચક્રમાં ચક્ર ચિરકાળ ફરતાં;
રાત હો, દિવસ હો, તેજ અંધાર હો,
　　સર્વ સમદષ્ટિમાં એક સરતાં;
સુખ ન માણ્યું કદી, દુખ ન જાણ્યું કદી,
　　માત્ર સાક્ષી બની સર્વ ભાળે,
તે મહાત્માતણે ચરણ મુજ શીશ હો!
　　શરણ સુખદુઃખનો ભેદ ટાળે.

૨

જીંદગી મૃત્યુ શું, સુખ અને દુઃખ શું,
પાપ ને પુણ્ય શું પૃથ્વીમાંહીં ?
જે હૃદયમાં પડ્યા તીવ્ર ઘા ચીરતા,
તે હૃદયને મળે શાંતિ ક્યાંહીં ?
જીવવું, ઝગડવું, લડવું અન્યાય શું,
હસવું થોડું અને રોવું ઝાઝું :
ઉકળતા ઉષ્ણ લાવા સમી જીંદગી
દાઝતી દઝવતી જોઇ દાઝું.

નહીં મળે જગતમાં જીવનસ્થિરતા કશી,
નહીં જડે શાંતિ પણ કોઇ ઠામે;
પલકભર પલકતું સુખ ઉષા જેવું, ત્યાં
ઘડી પછી દુઃખનો તાપ જામે;
જીવન જેવું ખરૂં જગત પણ આ દિસે,
કેમ માયા કહી વ્યર્થ કહેવું ?
જાય વ્હાલાં જીવનથી સદાનાં છૂટી,
કેમ એ ગહનતમ દુઃખ સ્હેવું ?

૩

દિન ઉગી જાય છે નિત્ય અસ્તાચલે,
રાત પણ જાય સૌંદર્ય વેરી;
પુષ્પ પણ ખીલી સૂકાઈ આખર ખરે,
મેઘ વિખરાય આકાશ વેરી;
ઇંદ્રધનુ પણ પળે પોપટી શું ઉડે,
વીજ પણ ઝબકીને પાંખ ઢાળે;
માનવી જન્મીને મૃત્યુખોળે સૂએ :
નવ દિસે સ્થિર કશું જગતથાળે!

માનવીજીવન પણ સતત વ્હેતું રહે,
જીવનના ભાવ સૌ જાય વ્હેતા;
આશ ઉલ્લાસ છે સ્વપ્નછાયા સમાં,
પ્રેમ ને વિજય ઘડીવાર રહેતા;
સૌ જતું ને થતું જ્યાં હતું નવ હતું,
ત્યાં હશે મૃત્યુ પણ જીવન જેવું;
વિશ્વનું ચક્ર ફરતું વિવરકૂપમાં
સર્વ ડૂબાડતું જાય કેવું!

૪

આજ અહીં આવતાં સ્વપ્ન આનંદનાં
 હૃદયને મોદ સર્વત્ર લાગે;
આજ આકાશ અહીં ઉઘડતાં હાસ્યભર
 પૃથ્વીમાં હાસ્ય સર્વત્ર જાગે;
કાલ અહીં શોકનાં ચિત્ર કંઈ ચીતરી
 આંસુના નયન ઉડશે ફુવારા;
કાલ સંધ્યા અહીં શ્યામઘેરી સરી
 મ્લાન કરશે જગતના ઉતારા.

જગતને ચોપડે એક દિન એહવો,
 એક દિન તેહવો, એમ ખુલતો;
પૃષ્ઠ નહીં કોઇ સરખાં કદી ઉઘડતાં,
 વાંચનારો ય કંઇ વાંચી ભૂલતો;
કેમ નહીં દિવસ સરખા બધા એ હશે?
 તેજ છે પૃથ્વી ને તેજ ભાનુ;
આ બધી વિકૃતિને ચોપડે પળ પછી
 કોણ જાણે ખુલે કેવું પાનું?

સૃષ્ટિની અસ્થિરતા

૫

આ સકળ વિફળતા, અફળ પરિવર્તનો,
અંત આ જીવનની સૌ ક્રિયાનો,
આ પ્રયત્નો અફળ હૃદયદૌર્બલ્યના,
આ વૃથા જીવનનાં સુખવિધાનો:
જોઈ જોઈ બધું આંખ મુજ આ રડે,
થાય સંતપ્ત અંતર. ઉદાસી;
જગતમાં જીવન આ છે કશા કારણે,
કે જીવનની થતી જોઉં હાંસી?

આ બધાં હૃદયનાં રુધિરમય રુદન ને
હાય અફસોસ શું ન્હોય સાચાં?
આ બધાં દુઃખ દેખાય તે શું ખરાં?
શું હશે સુખ સદા અલ્પ, આછાં?
માનવીજીવનને શું ન ઠરવું હશે?
જીવન શું અગ્નિમાં નિત્ય બળશે?
આ બધા પ્રશ્ન પણ શું ઊઠી શમી જશે?
મુઠ્ઠીમાંની મતા કોણ કળશે?

૬

સૃષ્ટિ ને પૃથ્વી ને કાળના ચક્ર શું
જીવનનું ચક્ર પણ એમ દેખું;
સર્વ ફરતાં રહ્યાં છેજ એ ચક્ર પર,
તો પછી કોણ સ્થિરજીવન લેખું?
દેહ ને સ્નેહનાં બંધનો જે રહ્યાં,
તેહ પણ સર્વ એમાંજ બેઠાં;
ચક્ર સાથે જતું કોઈ અટકે નહીં,
ચક્રથી જઈ શકે કો ન છેટાં.

સર્વને સાથ લઈ ચક્ર આ ચાલતું,
જીવનનો છે મળ્યો જેમ મેળો:
કોઈ ઉપર ચડે, કોઈ ઉતરે નીચે,
કોઈ મોડો પડે, કોઈ વ્હેલો;
ચક્રથી દૂર કંઈએ જતું તો નથી,
દષ્ટિમર્યાદને દૂર લાગે;
તો પછી દષ્ટિથી દૂર સ્નેહી જતાં
કેમ આ જીવનનું ચક્ર ભાગે!

૭

જીવનના ચક્રથી નથી કશું યે ગયું,
તો પછી આંસુ ને શોક શાનાં?
નથી ગયાં કોઈ વ્હાલાં અને સ્નેહીઓ,
છે પ્રવાસી અવર કો ઉષાનાં;
જીવનની એક પગથી ચડી પૂરી આ
અન્ય પગથી ઉપર છે ગયાં એ:
સ્થૂળ આ દૃષ્ટિ જો સૂક્ષ્મમાં નવ ખુલે,
કેમ કહેવાય અહીં નહીં રહ્યાં એ?

જીવન સંતપ્ત છે નિત્ય સંતાપમાં
વેદના વાસનાથી ભરેલું,
તે થકી છૂટી વ્હાલાં અને સ્નેહીઓ
જે ગયાં તે ભલું છે નિમેલું;
એક મધુરૂં વસે સ્મરણ જે અંતરે,
તેજ ત્યાં તેનું અસ્તિત્વ રાખે:
છે ઉષાનું સ્મરણ પૃથ્વીના હૃદયમાં,
તેજ દિનજ્યોતિને રોજ દાખે!

## ૮

ક્યાંથી ? શા કાજ ? ક્યારે ? અને કેમ ? ક્યાં ?
એ બધા પ્રશ્નનાં ભૂત ઊઠે ;
માનવી હૃદય ઘુંઘવાઈ મુંઝાય બહુ,
જોય આગળ અને જોય પૂઠે :
માટી સાથે મળી માટી ત્યાં માટીનું
જીવતું પૂતળું નવલ બનતું ;
જીવનના રાક્ષસી પરુષ પંજા વિષે
જાય પીલાતું નિજ દિવસ ગણતું.

જગતમાં જીવનની ઓટ ભરતી થતી,
અહીં ખરે જીવન તો ત્યાં ઉગે કો ;
એનું એ ચક્ર રહે ચીચવાતું સદા,
એની એ તાલનો એ જ ઠેકો ;
પ્રશ્ન સૌ પ્રશ્ન રૂપેજ રહે અંતમાં,
નહીં મળે કોઈ નક્કી ખુલાસો :
તોય આ જીવન બક્ષીસ છે નાથની !
વિશ્વરમતે પડ્યો એક પાસો !

૯

જીવન આ તો બધું છે ઘડીવારનું,
જરીક ખીલી જવું છે સુકાઈ:
પત્ર ને પુષ્પ મધુઋતુતણાં જેમ સૌ
ઉગી ઝળી હસી ખરે ઘડી છવાઈ;
પલકભર બાળનું હાસ્ય મુખપર સરે,
પલકભર ઇંદ્રિધનુ સોહ્ય વ્યોમે;
જીવન આ ક્ષણિક ઝાકળતણું બિંદુ છે,
ઘડીક પલકી ઉડી જાય વ્યોમે.

વાદળાં આવીને જાય આકાશમાં,
છાય સરિતા ઉપર જાય સરતી;
સિંધુનાં જેમ મોજાં ભરી ઉછળીને
જાય ભાગી ભરી તીર ભરતી;
ખરી જતાં પિચ્છ સંધ્યા ઉષાનાં નભે,
તૂટતી વીજળી પાંખ પલકી:
પક્ષીનાં વૃંદ શું, યૌવનાનંદ શું,
જીવન આવી ઉડી જાય ઝલકી!

સૃષ્ટિની અસ્થિરતા

૧૦

રંગબેરંગી ઉડતાં પતંગો ફરે,
ફૂલ શું ફૂલ જેવાં વિલાસે;
ફૂલ આજે ખીલી કાલ સૂકાં ખરે,
ને મરે ત્યાં પતંગોય પાસે:
રંગ ને ઢંગ આ જગત ને જીવનના
માનવી રોજ એ જોય પોતે;
તોય આ ભાઈ શું ભાઈ લડતા રહે,
ને પડે વાટ મોતે કમોતે.

બાહ્ય સૌંદર્ય છે અજબ પૃથ્વીતણું,
લલિત લીલા બધે આંખ ઠારે;
તોય ઉદરે રહ્યા અગ્નિ ધુંધવાઈ ત્યાં
પર્વતે ફાટતો ભય ફુંફારે;
અગ્નિની ખાણ પર માનવી એમ તો,
ફૂટી કે ફૂટશે કંઈ ન જાણે:
પણ ઘડીભર પરસ્પર ન અંતર વહે,
અગ્નિનાં અસખ તો તેજલ્હાણે!

૧૧

સૂર્યથી છે સર્યું કિરણ સોના સમું,
　　વ્યોમ મારું કહી હૃદય ધારે;
વ્યોમથી પણ સરી મેઘ પર જઈ પડ્યું,
　　મેઘ મારું કહી સોહ્ય ભારે;
મેઘથી સરી પડ્યું કમળના કોટમાં,
　　કમળ મારું કહી પલક મ્હાલે:
આવી સંધ્યા, કિરણ સૂર્ય સાથે ગયું—
　　નહીં થયું કોઈનું કોઈ કાળે!

મારું મારું કરી સર્વ જોતાં રહ્યાં,
　　મારું એ નહીં રહ્યું કોઈ સારું;
વીજ જેવો બધો પલક ઝબકાર એ.
　　કોણ રાખી શકે સતત વારું?
પલકની ખલક બંધાય જે ઝલકમાં,
　　તે ઝલક કરથકી સહજ સરતી;
મારું જે નહીં હતું તે ન મારું બને:
　　નદી ભરે કેટલી સિંધુભરતી?

૧૨

શું હશે અચળ કંઈ ચલિત આ જગતમાં,
જ્યાં બધું આવીને જાય પાછું ?
અચળ આકાશ પણ કદી ન સરખું દિસે,
ઘડીક ઘેરૂં અને ઘડીક આછું;
પળપળે ઊડી ઢંકાય જ્યાં પોપચાં,
ત્યાં રહે અચળ શું દૃષ્ટિ સામે ?
ઘડીઘડી દૃશ્ય બદલાય આ જગતનું,
ને હૃદય કો નહીં શાંતિ પામે.

'મારી' કહીને ધરો પુષ્પની માળ તે
પલકમાં સર્પનું રૂપ લેતી;
શુદ્ધ કંચનથકી મોંઘી આ કાય પણ
પલકમાં થઈ જતી શુષ્ક રેતી;
નાનું કે મોટું હો, નવીન કે જીર્ણ હો,
હો ઘડી માસ વર્ષોતણું યે;
વિશ્વના આ પ્રવાહે કશું નવ રહે,
સર્વનું જોણું છે રોજનું એ !

૧૩

માનવી સર્વ છે કર્મનાં પૂતળાં,
　　શક્તિ કે રૂપનો ગર્વ કેવો?
રેંટના ચક્ર પર માખ બેસી ફરે,
　　હુંજ એ ફેરવું ભાસ એવો;
આપણી વૃત્તિ કહેવાય શું આપણી?
　　આપણાં શું હલન ચલન? રેલે
કે છુપો અણદીઠો હાથ હડસેલતો
　　પળપળે વિશ્વરમતે ધકેલે?

વર્ષ ક્રોડો વહ્યાં રમત એ ચાલતી,
　　એક આવે અને જાય બીજો;
પૂર્વમાંથી ઉગી પશ્ચિમે ડૂબવું:
　　આજ રીઝ્યો અને કાલ ખીજ્યો;
વર્ષ ક્રોડો વહ્યાં ઘાટ કંઈ કંઈ થયા,
　　માનવી આખરે શો ઘડાયો?
દેવના દેશ તો હજી દિગંતે રહ્યા,
　　માટીજાયો રહ્યો માટીડાયો!

૧૪

જીવનનો ઘાટ કેવો ઘડાશે હજી,
　　દૂરનું ભાવિ તે કોણ જાણે?
કોડ વર્ષો થયાં જીવનનું વૃક્ષ આ
　　જાય વધતું જગે શા પ્રમાણે?
અણગણ્યાં કંઈક પત્રો ખીલીને ખર્યાં,
　　અણગણ્યાં આ દિસે તેય ખરશે;
નવનવી ડાંખળી ફૂટતી જાય ત્યાં
　　કોણ જાણે કશો ઘાટ ધરશે?

આપણાં જીવન પણ એજ પત્રો સમાં
　　આ દિસે છે ઉગીને ઝૂલંતાં:
કાલ નવપત્ર અહીં કંઈક ફૂટી વળી
　　આપણાં પત્ર જોશે ખરંતાં;
કાળનાં પડ ઉપર પડ રહ્યાં ભૂતમાં,
　　તેમ એ ભાવિ પણ રહે બીડાયું;
કોણ જાણે થશે જીવન કેવું જગે?—
　　પૂછતાં પત્ર પણ ખરી ભૂલાયું!

૧૫

જેમ વંટોળિયે ધૂળ ઘસડાય ને
ચક્રમાં ઘૂમતી જાય આઘે,
તેમ આ જીવનના પણ મહાવાતમાં
માનવી તણખલું ઉડતું લાગે;
સેંકડો ભય વિષેથી જવું એહને,
સેંકડો ચીસ ને આંસુ પાડી;
કામ ને ક્રોધ ને લોભ ને ભૂલમાં
સેંકડો વાર નિજ તન પછાડી.

યત્ન કરવાતણા નહીં કશા ફાવતા,
પળપળે કંઇ અકસ્માત નડતા;
એ ગયું, એ વહ્યું, એ છુંદાયું, તાડીં,
પળપળે એમ પોકાર પડતા;
કેમ, ક્યારે અને ક્યાં જઈ આખરે
તણખલું એ નિરાધાર ઠરશે?
કોડ કંઈ છે ગયાં તેમ એ પણ જશે,
ને અભર કાળકોઠાર ભરશે!

૧૬

જીવન આ કેટલું ટૂંકું દેખાય, પણ
દિવસ લાંબા દિસે દુઃખશૂળે;
જીવનસુખ હિમ સમું સંકુચિત થતું હરી,
જીવનદુખ તાપથી અધિક ફૂલે;
જીવનની મોજ તો કેટલી ક્ષણિક છે,
જીવનના ક્લેશ છે સત્ય કેવા!
જીવનની છે કમાણી જગે અલ્પ, પણ
જીવનના કર પડે અધિક દેવા!

ધીમી કે જોરથી, શાંત કે શોરથી,
જીવનસરિતા વહે જગતપાટે;
ગહન કો વિવરમુખમાં સમાઈ જવા
દોડતી જાય તે મૃત્યુઘાટે;
જીવનસરિતાતણો પાટ સુકાઈને
કંઈ હતો ના હતો થાય અંતે:
શું હતું, શું રહ્યું, ક્યાં ગયું, શું થયું?
દૃષ્ટિ સૌ શૂન્ય દેખે દિગંતે!

૧૭

જીવનનું વહન આ એમ વ્હેતું રહે,
જીવનનું યુદ્ધ ચોપાસ ખેલી;
કંઇકને મારતું, કંઇક ઉપજાવતું,
કંઇકને શક્તિથી દૂર ઠેલી;
ક્યાં સુધી આ બધાં ખેલનો ચાલશે,
ક્યાં સુધી આ બધી જીવનમસ્તી?
એક દિન આખરે આવશે એહવો,
નહીં રહે જીવન કે જગત હસ્તી!

એક દિન પૃથ્વી આ ચલિત ધ્રુવથી થશે,
ને બધું સૂર્યમંડળ નિરખશે;
એક સુંદર સિતારો ચળી ખરી જતો;—
(વેધશાસ્ત્રી કશી નોંધ લખશે?)
પૃથ્વીનો આ સિતારો થશે ગુમ, પછી
કોણ કહેશે હતો શું, ગયો ક્યાં?
ચિત્રના અશ્વ પર સમર શાં ખેલવાં?
ચિત્રનો કાગળે છે રહ્યો ક્યાં?

૧૮

જીવન આ એવું છે સર્વનું પૃથ્વીમાં,
　　જ્યાં નહીં પૃથ્વી પણ અમર રહેશે;
વિશ્વના જીવનમાં પૃથ્વીનું જીવન પણ
　　બિંદુ જેવું ઘૂમે સતત ક્લેશે;
કલ્પના કે વિચારોતણી દોરી પણ
　　છોડતાં નહીં પૂગે કો પતંગો;
અમિત અવકાશમાં સૃષ્ટિ અગણિત રહે,
　　ત્યાં કશા પૃથ્વીના બહુ તરંગો?

તો પછી જગતમાં જીવન ને મૃત્યુ શું?
　　સુખ અને દુઃખની વાત શાની?
સારૂં નરસું કશું? સ્વર્ગ કે નરક શું?
　　સત્ય ને અનૃતની શી નિશાની?
દેહ ને આત્મ શું? પરમ ચૈતન્ય શું?
　　માનવીજીવનનો સાર કેવો?
વિશ્વઅંધારમાં આંખ શું નિરખશે?
　　ક્યાંથી આનંદ તલભાર લેવો?

૧૯

અકળ અંધારનું ઢાંકણું ઢાંકિયું,
છિદ્ર કીધાં મહીં કોટિ કોટિ;
તેજકિરણો અહીં ત્યાંથી ફૂટી સરે,
આશ અંધારની એહ ખોટી;
માનવી દૃષ્ટિ નિજ નિત્ય ખેંચી રહ્યો,
છિદ્ર તો તેજની ધાર રેડે;
છિદ્રની પાર જોવાય નહીં, કે ન તે
હૃદયનો અટલ અંધાર ફેડે.

ધુંધવતા એજ અંધારને ઢાંકણે
એક મોટું દિસે છિદ્ર પડતું,
ને અવર છિદ્ર થઈ જાય અણદીઠ ત્યાં,
તોય એથી કશું અવર જડતું?
તેજ રેડાય, અંધાર છેદાય, પણ
માનવીદૃષ્ટિને બેઉ સરખાં:
શું હશે પાર તે કો ન ઉચ્ચારતું,
માનવી મારતો સતત વલખાં!

## ૨૦

જગતનો જન્મ અંધારમાં છે થયો,
જગત વ્હેતું ય અંધારમાંહીં;
જગતકર્ત્તા રહ્યો સર્વ પાછળ છુપો
ઓઢીને એજ અંધાર ત્યાંહીં;
જગતના રાહ સૌ કોણ જાણે અહીં?
જગતકર્ત્તા બતાવે ન સાધું:
જગત જેણે રચ્યું તેજ કરશે બધું,
માનવીએ નથી જગત કાધું.

કોણ જાણે જગત કેમ ચાલે, નભે,
કોણ જાણે થશે ભાવિમાં શું?
પૃથ્વી આ આપણી એક આપણથકી:
અણગણ્યાં જગતની છે સીમા શું?
જગતકર્ત્તા પથે જગતને દોરવે:
ક્યાં હશે વિશ્વવિશ્રામથાણું?
મેળ સૌ સાધી તે પાર ક્યમ પાડશે?
કોણ હા છોડવે એ ઉખ્યાણું?

૨૧

કોણ કૂંચી જગતભેદની પામિયાં ?
કોણ પાસે જગતદ્વાર ખોલ્યાં ?
જગતમાં જન્મતાં કોઈ બોલી શક્યાં ?
કે જગતથી જતાં કોઈ બોલ્યાં ?
સભર સાગરતળે કૈંક સર્જન વસે,
છે ઉપર ફીણ ને ઊર્મિક્રીડા;
ઊર્મિ પર નાચતી સરલ નૌકા જતી
પામતી કંઈ અકસ્માત પીડા.

દ્વાર પાછળ રહ્યાં દ્વાર કંઈ અણગણ્યાં,
ખોલતાં ખોલતાં હાથ થાકે;
વ્યોમ પાછળ રહ્યાં વ્યોમ બીજાં વિરલ,
દૃષ્ટિને પાર શું દૃષ્ટિ તાકે ?
પેટીમાં પેટીઓ એક અંદર અવર
ઉઘડતાં હોય બીજી હજીએ:
માનવી કૂંચી એ પામતો નવ કદી;
ભેદના ભેદમાં જગત જીવે !

સૃષ્ટિની અસ્થિરતા

૨૨

જગતનું તંત્ર સમજાય પૂરૂં નહીં,
માનવી લાખ પડ એ ઉઘાડે ;
કોણ જાણે રહે સત્ય ઢંકાઈ ક્યાં ?
કોણ એ ભાર ઉરનો ઉપાડે ?
પાંદડીઓ ગુલાબી ઉપાફૂલની
માનવી જાય કંઈ ખોલવાને ;
જોતજોતાં ઉડે ફૂલ ને પાંદડી,
ને રહે આંખ તો ચોળવાને !

નહીં રહે જગતમાં સ્થિર કશું એમ આ,
તેથી શું જગત કહેવાય માયા ?
અચળ કો વસ્તુ દેખાય નહીં જગતમાં,
આવી ઉડતી બધી વસ્તુછાયા ;
નહીં જડે પૂર્ણતા કોઈ વાતે જગે,
સ્પષ્ટ સમજાય નહીં તંત્ર તેનું;
તેથી આ જગત પણ સ્વપ્ન જેવું ગણ્યું :
જીવનનું ? જગતનું ?—સ્વપ્ન કેનું ?

સૃષ્ટિની અસ્થિરતા

૨૩

સ્વપ્ન છે જગત આ એમ ડાહ્યા કહે,
દૃષ્ટિને સર્વ દેખાય મોટું ;
પણ ઉરે જગત આ પળપળે આથડે,
તોય એ જગત કહું કેમ ખોટું ?
સ્વપ્ન તો સત્ય છે જ્યાં લગી ચાલતું,
સ્વપ્નના ભોગ પણ સત્ય જેવા ;—
જીવીએ આપણે શું નહીં સ્વપ્નમાં ?
આપણે જગતને સ્વપ્ન એવા.

આપણું સ્વપ્ન પળ કે ઘડીનું હશે,
સૃષ્ટિનું સ્વપ્ન કંઈ મહાયુગોનું ;
સ્વપ્ન નિદ્રાતણું, સ્વપ્ન જાગૃતિતણું :
ઘાટ કંઈ કંઈ છતાં તેજ સોનું ;
ને સકળ સૃષ્ટિના નાથનું સ્વપ્ન આ
નાથને ઉર અનંતત્વ ભરતું :
ને પૃથક્ માનવી અંતરે અંતરે
પૃથક્ પ્રભુરૂપનું સ્વપ્ન સરતું !

૨૪

આપણાં એહ પ્રભુરૂપનાં સ્વપ્ન શો
　　પ્રભુ હશે કે નહીં, કોણ જાણે ?
કે સ્વયંસ્વપ્ન એ પ્રભુજ શું ના હશે ?
　　સ્વપ્નની આંખ શાં સ્વપ્ન માણે ?
સ્વપ્નને દેખવા સ્વપ્ન જાગૃત થતું,
　　સ્વપ્નને ઢાંકવા સ્વપ્ન સૂતું :
આ મહાસ્વપ્ન સંસ્થાયું ત્યારે કહીં
　　અસ્તિ ને નાસ્તિનું રાજ્ય હતું ?

સર્વ સંસાર એ સ્વપ્નમાંહીંજ નભે,
　　સ્વપ્ન છે જીવનનું મધ્યબિંદુ :
હૃદયને રૂંધતા વિશ્વઅંધારમાં
　　તારલા બીચ છે એજ ઇંદુ ;
ધર્મ ને કર્મમાં જગત જાગૃતિતણું,
　　પણ જીવન સ્વપ્નરસ વગર અધુરૂં :
કિરણમય કાય ને પલકમય છાય, પણ
　　મેઘઘનુ સૂર્યનું સ્વપ્ન મધુરૂં !

૨૫

સ્વપ્ન જેવું જગત હોય આ તેથી શું ?
 શું થયું જીવન પણ હોય એવું ?
પણ સરી જાય સુખસ્વપ્ન ક્યમ સહજમાં,
 ને રહે વળગી દુખસ્વપ્ન કેવું ?
કેમ સંધ્યા ઉષા સહજ પલકી ઉડે
 માનવીહૃદય રસ કંઈક પૂરી ?
તાપમાં તો દિવસભર જળી રહેવું, ને
 રાતભર પડવું અંધાર ઝૂરી !

હોય સુખ સ્વલ્પ તો દુઃખ છે સોગણું,
 જીવનનો જોગ એવો જગતમાં ;
હોય આનંદના દિવસ બે ચાર, તો
 ગાળવાં કંઈક વર્ષો વિપતમાં ;
સ્વપ્ન એ વિપતનાં કેમ પૂરાં થશે
 માનવીજીવનના આ પ્રવાસે ?
શું સદા એમ સંસારસાગર ઉપર
 ડોલશે માનવીજીવન ત્રાસે ?

૨૯

સભર સંસારસાગર ઉપર સરકતી
મનુજનૌકા ડુલે તનુજ જેવી;
ઉર ઉપર ઊર્મિની છોળ રહે છલકતી,
ઢળકતી મલકતી જાય એવી:
સરલતા શ્વેત શઢ શી કશી નીતરે,
ભીતરે ભાવના ભવ્ય ભરતી!
પળપળે જલ અતલ જલધિનાં ઝળહળે,
સફર નૌકાતણી તોય નરતી.

નજર જલ પર અટલ અચલ એ રાખતી,
તોય જલ પર વમળ કૈંક ઊઠે:
ભ્રમસ્નાં અભ્ર શું તિમિર સામે ચડે,
પવનભર ગુસવતી આંધી છૂટે;
પ્હાડમોજાં તુરત ઉપર તૂટી પડે,
થાય નૌકા હતી ના હતી ત્યાં:
સફળ સંસારસાગર ઉપર નવ કશું;
કોણ કહેશે શિરે શું ય વીત્યાં?

સૃષ્ટિની અસ્થિરતા

૨૭

મનુજનૌકા જતી ગહન સાગર ઉપર
નજર નિજ નાખતી ત્યાં ક્ષિતે;
આવતા લોઢ ચોપાસ મુખ ફાડતા,
તોય જળ ખેડતી જાય ખંતે;
દૂર કો તટતણી છાય નજરે પડે,
ને પડે ઉપડે ત્યાં જવાને;
ચાર ડગ દોડતી, આઠ ડગ છોડતી:
કેમ જઈ પૂગશે દૂર સ્થાને?

રત્ન કૈં કે ભર્યાં ઉદરભંડારમાં,
સ્વપ્ન કે કૈં વસ્યાં દૂર દેશે;
છાય તો દૂરની દૂર ત્યાં જાય ને
આંખ બંધાય અંધારવેશે:
રાત ને દિવસ, ને દિવસ ને રાત ત્યાં
સતત પછડાય નૌકા બિચારી:
શઢ પડે, જળ ચડે, આખરે ત્યાં ગુડે—
નહીં જડે સાગરે કોઈ યારી!

સૃષ્ટિની અસ્થિરતા

૨૮

ઉપર આકાશવિસ્તાર અણુહદ પડ્યો,
છે નીચે સભર જળજળ ઉભરતું:
માનવી હાથ ઉંચા કરી પ્રાર્થતો,
કોઈ ત્યાંથી ન સ્હાવા ઉતરતું;
કૈંક નૌકા દિસે આસપાસે જતી,
સર્વના હાલ પણ છે જ એવા:
કોઈ આજે ડુબે, કોઈ કાલે ડુબે;
કોઈ પામે નહીં અચળ રહેવા.

મનુજનૌકા બધી જાય ડુબતી જળે,
શું પછી કંઈજ તેનું ન રહેશે?
શું કિનારે જઈ પૂગવાનાં બધાં
સ્વપ્ન ને આશ પણ સાથ વ્હેશે?
માટીમાંથી અજબ જેહ નૌકા બની,
તે પડી જળ વિષે જાય ભાંગી:
માટી જળમાં હતી ના હતી થાય, ત્યાં
કોણ ઊઠી ફરી જોય જાગી?

૨૯

માટીમાંથી ઘડાયો દિસે માનવી,
શું જશે માટીમાંહીંજ અંતે?
અવશ્ય શું જીવનની માટી સુધીજ છે?
જગત આ અટકતું શું દિગંતે?
સર્વ વ્યાપાર આ માટીના વિરમતાં
માટીની સર્વ તૃષ્ણા વિરમશે?
માટીને પગતળે રાખતો જે હતો,
શું થવા માટી તેનેજ ગમશે?

માટીમાંથી ઘડાયો, છતાં માનવી
નહીંજ કંઈ જાણતો શાથકી એ;
કેમ સૌ ઉપજતું, કેમ ભાંગી જતું:
છે નહીં અંત શું ધ્યાનકી એ?
માટીનો અંત એ માટીમાં હો ભલે:
પણ જશે ક્યાં બધા ભાવ ગરવા?
માટીમાં ખેલતો 'હું' ન માની શકે
માનવી છે ઘડાયોજ મરવા!

૩૯

તેજ અંધારનું અજબ આ પૂતળું
માનવી કોયડો છેજ પોતે :
માટી ને શક્તિનું એવું મિશ્રણ બન્યું,
અકળ અદ્‌ભુત કળા કોણ ગોતે ?
જ્ઞાન અજ્ઞાનનું પોટલું માનવી,
કામ ને ક્રોધનો શુષ્ક ભારો ;
અહીં તહીં કૈંક કલ્પના છે વસી,
તોય સૌંદર્યનો એજ ક્યારો !

કૈંક યુગયુગતણી સાંકળી માનવી !
કૈંક તત્ત્વોતણો ભેળ એમાં :
શાંતિ તોફાનનો સિંધુ એ ઉછળતો,
રાગ ને દ્વેષના મોજ તેમાં ;
શોક આનંદની વિરલ એ આરસી,
કૈંક આશા નિરાશા ભરેલો :
કર્મ શું ઝગડતો માનવી છે કશો
પાપ ને પુણ્યનો અજબ થેલો !

૩૧

સ્વર્ગનો દૂત પણ માનવી એજ છે,
એજ છે ભોમિયો નરકકેરો;
ભણી ભણી ભૂલતો શિષ્ય પણ એજ છે,
એજ છે વિશ્વશિક્ષક વડેરો;
એજ રેલી રહે સ્નેહસરિતા જગે,
એજ ધિક્કારનો અગ્નિ ફૂંકે:
સાચ ને જૂઠની રમતમાં રાચતો
માનવી જગતણાજી ન ચૂકે!

સ્નેહ ને સત્ય ને જ્યોતિની દિવ્યતા,
સર્વ એ માનવીમાં સમાઈ;
તોય એ ધૂળને ચૂંથતો રહે સદા,
અજબ એ જીવનની છે સગાઈ!
કેટલી ભીડશે હામ એની જગે?
કેટલે પૂગશે શીશ એનું?
વિશ્વની ખાણને ખોદતો માનવી
પામશે આખરે દર્શ કેનું?

## ૩૨

વિશ્વની ખાણ અંધારથી છે ભરી,
તોય અદ્‌ભુત રહ્યાં રત્ન તેમાં;
માનવી ખોદતો જાય તે ખંતથી,
ને કરે જીવનભર યત્ન એમાં;
ખોદતાં એમ અંધારમાટીતણા
થાય ઢગલા બધે આસપાસે;
રત્ન કો પામતાં જીવન અજવાળશે,
અગર અંધારઢગલે દટાશે!

વિશ્વની ખાણમાં માનવીએ સદા
આપબળથી રહ્યું કામ કરવું;
આંખનું તેજ અંધારમાં હેરવી
રત્ન કાજે સતત મહીં વિચરવું;
લાખ કે ક્રોડ સાથી હશે તોય શું?
ભિન્નતા સૌની છે રત્નભાવે:
માનવીએ મથી રહેવું છે એકલું,
કોઈનું રત્ન નહીં કામ આવે.

સૃષ્ટિની અસ્થિરતા

૩૩

શું થયું હોય અંધાર ધાડો ઘણો,
ને ઉગે એકલો સૂર્ય રાતો ?
શું થયું હોય જો તીવ્ર કાંટા ઘણા,
ને ફૂટે એકલું ફૂલ ત્યાં તો ?
શું થયું હોય મૃગ સેંકડો કૂદતાં,
ને ઊઠી એકલો સિંહ ગાજે ?—
નહીંજ એ એકલાંને કશું શોચવું :
જીવનનો વિજય છે વીર કાજે !

માનવીજીવન આ એકલું લાગતું :
સિંધુના બિંદુનું પણ અણુ એ,
ઝળકતું એક રજકણ હવામાં ઉડે,
કિરણ કો ગુપ્ત જ્યોતિતણું એ ;
વિશ્વવિસ્તારમાં માનવીજીવન શું ?
તુચ્છ કો તણખલા શું તણાતુ :
માનવી તોય સરદાર છે સૃષ્ટિનો,
માનવીજીવનનું દ્વિગુણ નાતું !

૩૪

સર્વ આ સૃષ્ટિ સૌંદર્યમાં વિલસતી,
સર્વમાં સ્નેહનું તેજ દીપે;
સોહ્ય આકાશટોચે ઝગી તારલા,
સિંધુઊંડાણમાં મોતી છીપે;
ભૂમિરસ ચૂસતા વૃક્ષના મૂળથી
અણી લગી ફૂલ ને પાનકેરી,
સૃષ્ટિસૌંદર્ય છાઈ રહ્યું સર્વમાં;
માનવીદૃષ્ટિ ક્યમ રહે અનેરી ?

સૂર્ય નિજ હૃદયથી કિરણ વેરે બધે,
પૃથ્વીલીલા ઝીલી તે વિકાસે;
પુષ્પનાં મુખ બધે હાસ્યરંગે ખીલે,
દિશદિશે નવજીવનતેજ ભાસે;
એ કિરણસ્પર્શ ઉત્કર્ષ સૌનો કરે,
માનવી પણ પડે કાર્યવાટે;
તોય સૌંદર્ય ક્યમ આંખથી ઉડી જતું,
ને ફરી દુઃખ રહે તેહ સાથે ?

૩૫

આ બધી સૃષ્ટિલીલા છવાઈ રહી,
　　આ વનશ્રી બધે આંખ હરતી,
આ બધાં પુષ્પ પૃથ્વી અને વ્યોમનાં,
　　આ સકળ પ્રકૃતિની સ્નેહભરતી,
આ મહાગાન સાગર અને વાયુનું,
　　આ ભવું ભાનુનું મેઘખાપે:
શી વિરૂપતા હશે માનવીહૃદયમાં,
　　કે ન સૌંદર્ય કો શુદ્ધ માપે?

હૃદયસરવર હશે માનવી કેરું શું
　　એવું ડહોળાયલું ધૂળઘેરું,
સર્વ સૌંદર્યની વિકૃતિ ત્યાં થાય, ને
　　સ્પષ્ટ દેખાય નહીં કંઈ રૂડેરું?
સ્નેહ, સૌંદર્ય, ઔદાર્ય, આનંદ, સૌ
　　જાય ડહોળાઈ એ વારિમાંહીં:
દુઃખ ને શોક ને દ્વેષ ને ક્રૂરતા,
　　શું જણાશે સદા એજ ત્યાંહીં?

૩૬

હૃદયસરવર કદી સ્વચ્છ શું નવ થશે
નીલ આકાશ કે કાચ જેવું ?
ગાઢ કોડો રહ્યા દૂર તારા છતાં
સ્વચ્છ વ્યોમે પડે બિંબ કેવું !
સ્નેહ શું હૃદયમાં સ્થિર નહીં વ્યાપશે ?
આંખનાં ઝેર શું નહીં નિકળશે ?
હૃદયમાંથી સ્વયંજ્યોતિ સ્ફુરશે ન શું,
કે સકળ સૃષ્ટિનું હાસ્ય ઝળશે ?

સર્વ આ પ્રકૃતિસૌંદર્ય સાથે ન શું
માનવી પૂર્ણ આનંદ પામે ?
જાય સરિતા બધી સિંધુહૃદયે શમી,
તેમ ઉરએકતા શું ન જામે ?
દુઃખ ને શોક ને કલહ શું નવ બને
સ્નેહશેત્રંજનાં માત્ર મ્હોરાં ?
સિંધુની ઊર્મિ શો છે સબળ માનવી
તોય ઉડવે કશાં વ્યર્થ ફોરાં ?

૩૭

માનવીજીવનની જાય નૌકા હજી
　　સૃષ્ટિસાગર વિષે ખાતી ડોલાં,
કંઈ વિકારોતણા પવન ફૂંકી રહે,
　　ઊર્મિ પર ઊર્મિનાં ધાય ઝોલાં;
કોણ સુકાન એનું ધરી બેસશે?
　　સાગરે દોરશે કોણ એને?
પવન, મોજાં અને કૈંક ખડકો થકી
　　રક્ષશે કોણ ત્યાં અચુક તેને?

પૂર્ણ નકશા બધી સિંધુવિગતે ભર્યા
　　મેળવી કો દિ શકશે સુકાની?
પૂગશે જીવનનૌકા પરમ બંદરે?
　　કે વમળમાંજ ડુબશે દિવાની?
અણદીઠા સાગરો ખેડવા છે હજી,
　　નવનવી આડ ઊભી થશે ત્યાં:
માનવી છે હજી બાળનાવિક સમો,
　　કેમ એ સિંધુ તે જીતશે ત્યાં?

૩૮

શું નહીં સ્નેહ એ જીવનનૌકાતણું
નિજ સબળ હસ્ત સુકાન ધરશે ?
શું નહીં ઉછળતાં પ્હાડમોજાં ઉપર
જીવનનૌકા સફળતાથી તરશે ?
વિકટ સંસારસાગર કદી નવ થશે
શાંત ને સરળ સરવર સમો શું ?
સબળ સુંદર રહે જીવનનૌકા છતાં
આખરે તે સદા ડુબતી જોશું ?

માનવીબાળ શું કોઈ દિન સમજશે
વિકટ એ સિંધુનું ક્ષેત્ર પૂરૂં ?
શું કદી ના થશે નાખુદા કુશળ એ
પ્રેરવા ચલન નૌકાનું શૂરૂં ?
ગહન આકાશમાં કંઈક બ્રહ્માક્ષરો
છે લખાયા પરમ પંથ રેલી;
માનવીબાળ એ સાગરે ડોલતો
શું કદી સર્વ શકશે ઉકેલી ?

૩૯

માનવીબાળને વિધિ લઈ બેસતો
પરમ બ્રહ્માક્ષરો ઘુંટવાને;
કર ધરી દોરવે કૈંક, ને ત્યાં પછી
મૂકતો બાળને આપ તાને;
કર કશો ના ઠરે, બાળ પળપળ ડરે,
તોય તે ઘુંટવા યત્ન કરતો;
કર પળેપળ ખસે, વિધિ ફરી તે ભુંસે:
બાળ ત્યાં આખરે આંસુ ભરતો.

બાળ લખતો જતો, વિધિય ભુંસતો જતો:
કેમ બારાખડી થાય પૂરી?
સકળ બ્રહ્માક્ષરો શીખશે ક્યાહરે?
કે સદા પાટીની છે મજૂરી?
એહ લેખન ભુંસણ ચાલશે શું સદા?
શું કદી જ્ઞાન એ ના સધાશે?
માનવીબાળ શું રહે સદા ભૂલતો?
જીવન એમાંજ શું પૂર્ણ થાશે?

૪૦

દેવ સૌ મૌન ધારી રહ્યા છે હજી,
કો ફિરસ્તા હજી યે ન બોલે;
બોલનારો કરે સ્વપ્નની વાત, કે
જાગતા ભ્રમ હવામાં હિંચોળે !
શા થકી આ બધું જગત એવું થયું,
શા થકી માનવી છેજ તેમાં ?
પ્રશ્ન એ પૂછવાનો સદા છોડી દ્યો,
કોઈ નહીં બોલશે એહ એમાં !

આદિ કે અંતને પૂછીને શું કરો ?
દેવ પણ કોણ એ જોઈ આવ્યા ?
દેવનો દેવ ઊંડાણ એવે વસે,
કે ગયા તે ન કો ખબર લાવ્યા;
દૃષ્ટિ સામે દિસે આ બધું ચાલતું,
જીવન તેનેજ નહીં પૂરૂં જોશે;
ભૂત ને ભાવિના સાગરે માનવી
હાથ નિજ બોળતાં આજ ખોશે !

૪૧

પૃથ્વી પર પ્યાલું છે ઢાંક્યું આકાશનું,
 ખદબદી રહે મહીં સર્વ પ્રાણી;
પૃથ્વીકેરી રકાબી રહે ઘૂમતી,
 સતત ફરતી રહે જેમ ઘાણી;
કોણ હાથેજ પ્યાલું રકાબી રહ્યાં,
 તે ન મહીંથી શકે કોઈ જોઈ;
પ્યાલું ઉંચકાય નહીં કોઈ દિન ત્યાંથકી,
 નહીં રકાબી છૂટે પલક કોઈ!

છે રકાબી વિષે પણ બધું ઘૂમતું,
 સ્થિર રહી નવ શકે કોઈ તેમાં:
કંઈક ઊડે, ઘડી ખદબદીને શમે;
 છે રસાયન ભર્યું અજબ એમાં;
પ્યાલું ઢંકાયું છે રત્નજડિયું ઉપર,
 તેય રહી ઘૂમતું કંઈક ગોતે:
પ્રાણીઓ શું ઉપર જોઈને માગશે?
 પ્યાલું પણ છેજ લાચાર પોતે!

## ૪૨

અતલ અંધારસાગર ઉપર ઊઠતા
　　દિવસના બુદ્બુદો સૂર્ય જેવા;
રોજ એ રંગભર ફૂટીને ફૂટતા,
　　ચૂકતા નહીં મળ્યો લાભ લેવા;
વિશ્વભર આ અનંતત્વના સિંધુ પર
　　જીવનના બુદ્બુદો એમ ઊઠે;
રંગ ને ઝલક નિજ પલકભર દાખતા,
　　ને ફૂટીને થતા લુપ્ત પૂઠે.

જળતણા બુદ્બુદો પળ પછી ફૂટતા,
　　બાળનાં બકુન શા આંખ આંજે;
દિવસના બુદ્બુદો ફૂટતા સૂર્ય શા
　　ખેલતા ગગનમાં ગહન બાજે;
સૂર્ય ને ચંદ્ર ને તારકો ને ગ્રહો,
　　ક્યાં સુધી બુદ્બુદો એય ટકશે?
વિશ્વખેલે બધા એમ ફૂટે, પછી
　　જીવન આ અતૂટ રહી કેમ શકશે?

૪૩

પંડિતો મોલવીઓ બધે બેસીને
  લોક સાથે કરે વાત ડાહી:
કૈંક આલોક પરલોકની વાતમાં
  ગૂઢ નિજ જ્ઞાનની દે ગવાહી;
સ્વર્ગ ને નરક, જિન્નત જહાન્નમ, અને
  દ્વૈત અદ્વૈતના લે ફડાકા:
મૃત્યુવટોળિયો સર્વ ફૂંકી ગયો,
  સર્વને મુખ પડ્યા ધૂળફાકા!

પંડિતો મોલવીઓ ગમે તે વદે,
  એ બધી વાત અંધારપેટી;
સર્વ જીગરું રમી એ રહ્યા જ્ઞાનનું,
  શિખરને ચાહ્યું જોવા તળેટી;
વાત તો એક પ્રત્યક્ષ ને સત્ય છે:
  જીવનનો પલકભર નહીં ભરોસો;
જાયું તે જાય ને ઉગ્યું સૂકાય સૌ,
  જીવન ખેડે સદા મૃત્યુકોષો!

૪૪

પંડિતોના મહા વાદપ્રતિવાદમાં
　　　　રાત ને દિવસ કંઈ જાય ચાલ્યા;
નહીંજ આકાશકુસુમો કદી કો મળ્યાં,
　　　　નહીંજ અંધારના ફૂલ ફાલ્યા;
સ્થૂળ ને સૂક્ષ્મની વાત કંઇકંઇ કરે,
　　　　કંઇક સિદ્ધાંત થાપે ઉથાપે;
લાખ ગજ જાય ભરતા અકળ શબ્દમાં,
　　　　તોય નહીં એક તસુ ભેદ કાપે.

ગોળ ફરતું રહે દ્વાર તેને ધરી
　　　　માનવી બ્હાર તે ક્યમ નિકળશે?
એમ ને એમ ફરતો ફરે, તોય ત્યાં
　　　　નહીં કશો તેહને પંથ મળશે;
જીવનના પરિધિમાં મનુજત્રિજ્યા ફરે,
　　　　કેમ એ પરિધિની પાર દોડે?
જીવનના ભેદની ગ્રંથિ કંઈ કંઈ છૂટે,
　　　　મૃત્યુના ભેદની કોણ છોડે?

૪૫

જોઈ કે જોઈ નહીં જગતલીલા જરા,
જાણી કે જાણી નહીં જ્યોતિ તેની:
શીખી કે શીખી નહીં જુક્તિ આ જીવનની,
માણી કે માણી નહીં મોજ એની;
ખોલી કે ખોલી નહીં હૃદયની આંખડી,
બોલી કે બોલી નહીં પ્રાણમેના:
દૂત ત્યાં તો ઊભો આવીને બારણે—
સો તજીને ભળો ભૂતસેના!

નહીં શમ્યાં હૃદયનાં ઝેર પૂરાં હજી,
ત્યાં મુખેથી પડ્યો અમૃતપ્યાલો;
નહીં લખી લીટી એ ચાર પૂરી હજી,
ત્યાં ઉડ્યા મગજના સર્વ ખ્યાલો;
નહીં મળ્યો સ્નેહનો પંથ પૂરો હજી,
નહીં અહંભાવ કે સ્વાર્થ ખૂટ્યો:
જીવનનું સ્વપ્ન ત્યાં તો ગયું તૂટી, ને
મૃત્યુએ એક વધુ મ્હોર ચૂંટ્યો!

૪૬

રોજ પૈસાતણા ગંજ કરતા જગે,
તે મુએ એક પૈસો ન પામે;
મેઘ શું મ્હોર સોનાની જે વેરતા,
ઘોરમાં કીટ શું તે વિરામે;
સોની સામે ધસી એકલા ઝૂઝતા,
આંગળી ઊંચકે તે ન એકે:
માટીનાં પૂતળાં ભાંગી માટી થશે:
શ્વાસ ભરનાર ફરી કોઈ છે કે?

સૂર્ય ઉગતાં પડે છાય તરુવરતણી,
આથમે સૂર્ય ત્યાં છાય ઊડે;
રંગ તરતા નવા સૂર્યની સાથ તે
સૂર્ય ખૂડે બધા સાંઝ બૂડે;
સ્થૂળ ને સૂક્ષ્મના એહ સંબંધ તે
સ્થૂળમાં સૂક્ષ્મની ઝલક મૂકે:
અવનિમાં ઓલિયો કો ન આવ્યો હજી,
ભાંગી એ માટીમાં શ્વાસ ફૂંકે!

૪૭

જન્મ શું મૃત્યુને જોડતું જીવન આ
મૃત્યુને કેમ કદી યે ચૂકાવે ?
જે ઉષા સાથ જોડાઇને આવિયો,
તે દિવસ કેમ સંધ્યા વટાવે ?
જન્મ ને મૃત્યુના ધ્રુવની વચ્ચે ઘૂમી
જીવન એ જીવનને જાય છેડે;
માનવી અમરતા ખેડવા જાય, પણ
જીવન તો મૃત્યુનાં ક્ષેત્ર ખેડે.

જીવવું એટલે હોવું નહીં આખરે:
એજ કટુ સત્ય શું પીવું આંહીં ?
જીવવું એટલે જગત જોઈ જવું,
પણ નહીં પૂછવું જવુંજ ક્યાંહીં;
નદીકિનારે મળી બાળકો કંઈ રમે,
હસીરમી લડીવઢી થાય છૂટાં:
જીવવું એટલે ઘડીક મળવું જગે,
પણ પછી સર્વ પડવાં વિખૂટાં !

૪૮

આત્મ પરમાત્મ તો જ્યાં પડ્યા છે જૂદા,
ત્યાં બધા પંથનો મેળ મળતો;
દિશદિશે પંથ સૌ દૂર લંબાય, પણ
મધ્યમાં સર્વનો જ્યોતિ બળતો;
લાખ ચોર્યાશી ફેરા ફરે, કે પછી
યુગ મહાયુગતણો ખાય ખાંચો;
ધૂમકેતુ સમો દૂર ભ્રમણે ભમી
આવશે આખરે આત્મ પાછો:

ઋષિ મુનિનાં વચન એ હશે સત્ય, પણ
માનવી કેમ અહીં ધૈર્ય ધારે?
જે ગયું તે ફરી તેજ રૂપે જગે
આવીને પૂરતું સાખ ક્યારે?
પૃથ્વી ને ચંદ્ર ને સૂર્ય ને તારલા,
ને અજબ કાય આ માનવીની—
શું ન એ સાખ આત્માજુદાઈતણી?
શું ન એ સ્થિતિ સદા ભાનભીની?

૪૯

જે ગયું તે ન આવે ફરી, તો પછી
જે રહ્યું તે કશું ધૈર્ય ધારે?
ધૈર્ય દેનાર પણ જોતજોતાં જશે,
બોલનારો ભૂલી બોલ હારે:
દીપ તૂટી જતાં જ્યોત હોલાય, કે
જ્યોત હોલાય ત્યાં દીપ ખોટો?
દીપની ખોટ એ પ્રશ્ન કયમ પૂરશે?
દીપ ને જ્યોતનો એજ ટોટો!

વાદળાં તો ગયાં સૌ વિખેરાઈ, ને
મેઘધનુનો સર્યો સર્વ મહિમા;
વનલીલા સર્વ સુકાઈ ને રણ થયું,
ત્યાં વનશ્રી રહી નહીંજ કંઈમાં;
વાંસળી ફૂટી ને સૂર ઊડી ગયા,
થઈ ગઈ સર્વ આખર સલામી:
મરી જનારૂં ગયું છે મરી, તો પછી
સર્વ ફિલસૂફી આ છે નકામી!

૫૦

પુણ્ય કીધું ન ખોવાય જગમાં કદી,
નેકીનો હોય બદલોજ રૂડો;
પામશે આંચ નહીં સત્યવાદી કદી,
છેજ પરમાર્થમાં અમૃતપૂડો;
માનવીજન્મનો જોગ આ જગતમાં
નહીંજ બીજો મળે, એય સાચું;
સંતજન કહે, હજી નાથને લ્યો ભજી,
સર્વ સંસારસુખ છેજ કાચું.

માનવી જગતમાં જોય કડકા બધા,
શું કદી પૂર્ણને જોઈ શકશે?
જોતજોતાં જીવનવૃક્ષ સૂકાય, ત્યાં
ક્યાં સુધી પત્ર શી આશ ટકશે?
વાંસળી તૂટી સંધાઇને વાગશે,
પણ ખર્યું પત્ર પાછું ન ખીલે:
દેહની માટી ફરી કોણ સમરાવશે?
શ્વાસ ઊડ્યો ફરી કોણ ઝીલે?

૫૧

ચિત્તવ્યાપાર ચાલે ગમે તેટલા,
તોય નહીં માનવીતર્ક ફાવે;
વિશ્વને વિશ્વના દેવ ઢાંકી રહ્યા,
ભેદ તે કોણ ખોલી બતાવે ?
જન્મ ને જીવન ને મૃત્યુને સમજવા
માનવી મથી રહે દિવસ આખો:
સૂર્ય સાથે ફરે તોય તે સરી જતો,
ને પછી રાત દે ઢાંકી આંખો !

જીવનની રાત એ આંખને ઢાંકશે,
ઢાંકશે તે જગતનેય સાથે;
દિવસનું એક આ સ્વપ્ન પૂરૂં થશે,
ક્યાં ઊઠી ચોળશે આંખ હાથે ?
દિવસ ઢંકાય ને જીવન ઢંકાય એ,
ને પછી ભેદ પામે મથી શું ?
પૂછતું, શોધતું, હારતું, જીવન તો
જાય આ, ને પછી—ને પછી શું ?

૫૨

મૃત્યુ જે સર્વને નિત્ય વીંટી રહ્યું,
મૃત્યુ તે પણ નહીં એક દીસે;
ચક્રી એની અચૂક ચાલતી જાય, ને
સર્વને તેહમાં રોજ પીસે;
પણ જીવન જીવતાં આપણે જોઇએ
મૃત્યુ એ આપણી આસપાસે;
વૃક્ષનાં પાન પડતાં ટપોટપ નીચે,
જીવન બીજાં જતાં એમ ભાસે.

પણ અરે આપણા જીવનનું પાન આ
ખરી જઈ આખરે ધૂળ થાશે,
મૃત્યુ ત્યારે દિસે કંઈક બીજુંજ એ,
જીવન શું જગત પણ ડૂબી જાશે:
વ્યોમમાંથી ખરે તારલો આપણો,
સૂર્ય હોલાઈ લોપે સદાનો;
સૃષ્ટિ ને સૃષ્ટિનાં સ્વપ્ન સૌ આપણાં—
ભાંગી ભૂકો થશે એ બધાંનો !

૫૩

મૃત્યુ આ એવું છે અન્યનું, આપણું,
　　ત્યાં રહ્યો શોક શો મૃત્યુ કેરો ?
સર્વને એક માર્ગે જવાનું રહ્યું,
　　સર્વનો ઊડી જશે જીવનડેરો;
સર્વના જીવનડેરા ઊડી જ્યાં જતા
　　પળપળે આપણી આંખ સામે,
ત્યાં કશો હર્ષ કે શોક ભરવો ઉરે ?
　　આપણો પણ જશે કોણ ઠામે ?

ગામગામે જઈ હાટવાડા મળે,
　　માલ સોદા કરી થાય છૂટા;
આજ આ ઠામ તો કાલ બીજે ભરે,
　　દિવસ અંતે પડે સૌ વિખૂટા;
જીવનસંબંધ આ સર્વ એવા દિસે,
　　કોઈને કોઈની ખોટ પડતી:
જગત આ રોજનું એમ ચાલ્યું જતું;
　　ક્યાં સુધી રાખવી આંખ રડતી ?

૫૪

કેમ કહેવાય, નવ કોઈ સમજી શકે
　　　આપણી આ પડી ખોટ મોટી?
કેમ કહેવાય, અન્યે ન દીઠું હશે
　　　દુઃખં આવું થયાં વર્ષ કોટિ?
નાની કે મોટી હો ખોટ, પણ તેથી શું
　　　આપણી ખોટ કંઈ થાય કમતી?
દુઃખ ખમનાર પણ દુઃખના ગર્વમાં
　　　બાદશાહી કશી જોય ગમતી?

કેમ કહેવાય, આ ખોટ પૂરાય નહીં:
　　　ક્યાં સુધી? કેટલી જીવનદોરી?
આજ ચાલી ગઈ છે ઉષા, તેથી શું
　　　કાલ વ્યોમે ઉગે કો ન ગોરી?
ખોટ તો જગતને રોજની આ પડે,
　　　તોય એ જાય નિજ પંથ ધપતું:
જગતની ખોટથી આપણી શું વધે?
　　　આપણી જેમ શું એ જલપતું?

૫૫

જીવન આ ડૂબતાં જગત ડૂબે બધું,
કેમ બોલાય એ આપણાથી ?
જે ડૂબ્યું દેખીએ આપણી દૃષ્ટિથી,
તે ગયું શું હશે જગતમાંથી ?
જ્યોતિ જે તીવ્રતાથી અગોચર રહે,
તો નથી જ્યોતિ એ કેમ જાણો ?
સ્થૂળ આ આંખ દેખી શકે નવ બધું :
નથી ગયો રૂપ ડૂબ્યો ય પહાણો !

આપણા દિવસથી જે ગયું દૂર ને
આપણી રાતની પાર ઊડ્યું,
તે જીવનબંધનો તોડી છૂટું થયું,
છોજ્ર આ આપણું દૃશ્ય બૂડ્યું ;
સૂર તેના હશે વિશ્વગાને ભળ્યા,
નૂર તેનું હશે વિશ્વનૂરે :
જીવનનાં દ્વારની પાર જોયા વિના
જીવનપોલાણ આ કોણ પૂરે ?

૫૬

'એ વિરામ્યું ગયું શાંતિમાં,' એમ પણ
કેમ કહીએ દયા એની ખાઈ?
મરણવશ જે થયું સ્નેહી એ, તેહની
શું દયા ખાવી છે માણસાઈ?
જે ગયું તે વસે નહીંજ આ મૃત જગે,
પણ હશે હસતું કો અમૃતસ્થાને:
જ્યાં હશે ત્યાં નહીં પૂગીએ આપણે
મર્ત્ય આ માટીના બંધવાને!

કોણ કહે જે ગયું તે સદા ઊંઘવા?
ઊંઘવું તો નથી અંત કો'નો:
ઊંઘવું તે ફરી થાક લઈ જાગવા,
લાભ લેવા જીવનની તકોનો;
ઊંઘવું ત્યાંય નવસ્વપ્ન કંઈ નિરખવું,
જીવનના સ્વપ્નથી ઊઠી કોડે:
રાત આવે દિવસ જેમ બે જોડતી,
ઊંઘ એ જીવન બે શું ન જોડે?

૫૮

જ્યાં ગયા સર્વ ત્યાં છે જવું સર્વને,
માનવીને કશું જોવું પાછું ?
સર્વ રાહે જતાં ઢચુપચુ શે થવું ?
હૃદયબળ પાડવું શીદ આછું ?
જે ગયું તે નહીં આવતું કો ફરી,
સરિતનું વ્હેણ પાછું ફરે શું ?
જીવન ફરી તેજ જીવવા ગમે કે ખરૂં
જઈ અનંતત્વને ઉંબરે શું ?

દિવસનો તાપ દિનભર તપીને શિરે
છેજ સંધ્યા વિષે શાંતિ લેવી :
છેજ સંધ્યા સમા મૃત્યુના રંગ સૌ,
છે મધુરતા વળી રાત્રિ જેવી ;
જીવનના સ્વપ્નથી છે ફરી જાગવું,
થઈ અનંતત્વના અંશ રહેવું :
મૃત્યુ જે જોડતું તે જુદું પાડવા
ચલિત આ જીવનને શીદ દેવું ?

૫૯

નહીં અનંતત્વમાં મૃત્યુ ક્યાંયે દિસે,
જે દિસે મૃત્યુ આ તે ઠગારૂં;
થાક ખાવા પડ્યું જીવન જ્યાં પલકભર,
કેમ કહેવાય તે મૃત્યુ વારૂ ?
છે અનંતત્વસાગર વિષે ચાલતી
ભરતી ને ઓટ એ તો સદાની:
એક ઊર્મિ ચડીને ફરી ઊતરે,
ત્યાંજ બીજી ચડે છે સમાણી.

જીવનના અંત જે સર્વ અધુરા દિસે,
તે હશે ઊર્મિનાં ચલન એવાં;
કોઈ નાની ઊઠે, કોઈ મોટી ઊઠે;
સર્વનાં એકસરખાં ન વ્હેવાં;
પણ જીવનનો પરમ અંત આવ્યે વસે
તે અનંતત્વની પૂર્ણતામાં:
બિંદુ જે વર્તુલે જઈ સમાયું પૂરૂં,
પૂર્ણ છે અંત તેનો બધામાં!

૬૦

ધૂમ રાખો ફરી બંધ કો કુંભમાં,
કુંભ જોનાર નહીં ધૂમ કળતો;
કુંભ ફૂટી જતાં પૃથ્વીમાં તે પડે,
ને ચડી ધૂમ આકાશ ભળતો:
જે ગયું તેની આ માટી ગઈ માટીમાં,
પણ અમર આત્મ તેમાં હતો જે,
તે ઉડયો જ્યાંથી આવ્યો હતો ત્યાં ફરી;
ને અહીં જગત તે વ્યર્થ ખોજે!

જે ગયું તે વટાવી ગયું જીવન આ:
આ રહી આપણી ગીચ ઝાડી,
ત્યાં વૃથા આપણે શૂન્ય શું લડી રહ્યાં,
તિમિરછાયા વિષે ક્લેશ માંડી;
જે ગયું તેની માટી ન કંઈ જાણતી,
પણ બધાં જીવતાં આ દટાયાં
લોભ ને મોહના ગર્તમાં આપણે,
ને નિરાશે ભયે સૌ ખવાયાં!

૬૧

મૃત્યુથી નવજીવન પામતું જગત આ,
જગતને એજ કંઈ તાજું રાખે;
જીર્ણ નહીં જાય ને નવલ નહીં થાય, તો
જગતને શુષ્ક રણ સર્વ ઝાંખે;
જગતની આંખમાં નવલ ભુરકી પડે,
ને બધે હાસ્યલીલા પ્રસારે;
જગતનાં મેલ ને જીર્ણતા જો રહે,
તો પછી કેમ નવજીવન ધારે?

વૃક્ષનાં ફૂલ ને પાન ઋતુએ ખરે,
ને નવાં ફૂલ ને પાન આવે;
દેહનાં તેમ પરમાણુઓ પણ ખરે,
ને નવાં આવી જૂનાં ભૂલાવે;
દિવસનાં તેજફૂલો ખરે સાંઝનાં,
ને નવાં ખીલી રહે દર પ્રભાતે:
મૃત્યુનાં ખાતરે જગત જીવે બધું,
મૃત્યુ નહીં વણસતું કોઈ વાતે.

૬૨

મૃત્યુ નહીં હોય તો જીવન ક્યાં જીવન રહે?
મૃત્યુ વિણ માત્ર રહે જીવનછાયા;
રાત્રિ નવ હોય તો દિવસ કહેવાય કયમ?
સર્વ તાપે સદા રહે તપાયા;
જીવનનો શ્વાસ છે મૃત્યુ દૂર રાખવા,
મૃત્યુનાં ઝેર પર અમૃત ફૂંકી;
મૃત્યુ નવ હોય તો વિજય ક્યાં શ્વાસનો?
જીવન લજવાય નિઃશ્વાસ મૂકી!

દુઃખીને દુઃખ જોવું નિરંતર રહ્યું,
તો પછી દુઃખનો અંત ક્યારે?
મૃત્યુ વિણ જીવનનો કલહ જો નવ શમે,
કેમ એ જીવનને તો ઉગારે?
મૃત્યુનો ભય જતાં જાય આશા ઉડી,
રહે પછી માત્ર લડવું સદાનું;
સર્વનો અંત જો છે અનંતત્વમાં,
તોજ ઉઘડે નવું જીવનપાનું!

૬૩

મૃત્યુ નહીં હોય તો માનવી જગતમાં
 કેમ જાણે જીવનની અમીરી ?
મૃત્યુ વિણ કેમ સમજી શકે માનવી
 જીવન ભરતી જગતની ફકીરી ?
જન્મ જેનો થયો મૃત્યુ પણ તેહનું :
 મૃત્યુ વિણ જન્મ પણ હોય ક્યાંથી ?
જગતનું સર્વ અસ્તિત્વ અટકી પડે,
 જો રમે ત્યાં ન એ યુગલ સાથી !

તો પછી મૃત્યુથી હોય ડરવું કશું ?
 મૃત્યુ છે જીવનનો અંત મીઠો ;
દેહધારી જીવે દેહમાં રહી કદી
 નહીં અનંતત્વનો પંથ દીઠો ;
છે ઉષા દિવ્ય સૌંદર્યભરં દીપતી,
 તો ન સંધ્યા કમી તેથી લાગે :
જીવનની છે લીલા જન્મ ને મૃત્યુમાં ;
 માનવી મૃત્યુથી શાદ ભાગે ?

૬૪

નદીતણાં મૂળ ને મુખ સમાં કંઈ દિસે
જન્મ ને મૃત્યુ આ જીવનકેરાં;
મૂળ નદીનું દિસે પર્વતે, તોય એ
મૂળનાં મૂળ બહુ છે અનેરાં;
જન્મથી જીવનનો પંથ મંડાય, પણ
જન્મ તો દ્વાર છે તેનું આંહીં;
નદીતણું મૂળ પણ છે મહાસિંધુમાં,
જીવનનું મૂળ મહાજીવનમાંહીં.

જન્મથી જીવનનો પંથ મંડાય, તો
મૃત્યુમાં પંથનો અંત આવે;
જન્મ ને મૃત્યુ બે જીવનસંબંધી છે,
જીવનમાં બેઉ સૌંદર્ય લાવે;
નદીતણાં મુખ સમું મૃત્યુ પણ સભર છે,
જીવનના વહનની સિદ્ધિ સાચી:
મૃત્યુનું દ્વાર મહાજીવનમાં ઉઘડતાં
શું ન રહે જીવનની છલક વાચી?

૬૫

કોણ સૌંદર્ય એ મૃત્યુનું નિરખશે?
કોણ જોશે બધી એની લીલા?
જીવનના ઘોરતમ વાદળે પાડતું
જાય એ કૈંક બહુરંગી ચીલા;
સરિતની પૂર્ણતા વહનમાં નહીં દિસે,
તદપિ જ્યાં સિંધુઉરમાં સરે ત્યાં;
જીવનની પૂર્ણતા, જીવનની દિવ્યતા,
જીવન એ મૃત્યુદ્વારે ઠરે ત્યાં.

દારૂખાના થકી અગ્નિબાણો ઉડે,
ને ચડે જ્યાં લગી દારૂ છૂટે;
તદપિ સૌંદર્યશોભા ખરી બાણની
તો ઝગે ગગન જ્યાં બાણ ફૂટે!
સૂર્યના અસ્તમાં છાય રમણીયતા,
છાય એવી ઝલક જીવનઆરે:
રૂપિયા સોણના મોહર વેરાય શા
ભાગતાં ભવ્ય મોજાં કિનારે:

૬૬

સિંધુનું નીર આકાશમાં જઈ ચડ્યું,
ને નહીં વાદળું તે ગણાયું;
વાદળું તેજ પાછું નીચે ઉતરતાં
નામ વરસાદથી ઓળખાયું;
એજ વરસાદ ધરણી ઉપર વરસતાં
ઝરણ ને નદી થયાં સજળ વ્હેતાં;
નદી ફરી નીર એ સિંધુમાં રેડતી:
એજ રહે નીર બહુ રૂપ લેતાં.

વિશ્વચૈતન્ય છે એક, ત્યાંથી ઉડે
અણગણ્યા કૈંક ચૈતન્યતણખા:
જ્યાં પડ્યા ત્યાં નવે રૂપ બોલાય, પણ
એક માળાતણા એજ મણકા;
નવનવાં રૂપ તણખા બદલતા રહે,
નવનવી રીત દે વિશ્વસેવા:
રૂપ બદલાય તેથી કશું થઈ ગયું ?
વિશ્વ તો ચ્હાય ચૈતન્ય રહેવા.

૬૭

જે હતું તે જતું: જે હશે તે જશે:
જે સદા છેજ તે તેમ રહેશે:
સૂર્ય ને તારકો ઝબુકશે, ભાંગશે,
તદપિ આકાશ રહેશે હમેશે:
સિન્ધુથી વાદળું વ્યોમ જઈ ખેલતું,
વારિ વરસી થતું લુપ્ત ત્યાંથી;
સિન્ધુજળથી થયું વાદળું, તો પછી
વાદળાનું થયું વારિ ક્યાંથી?

જગતથી લુપ્ત તો નહીં કશું યે થતું:
રૂપ બદલાય છે સર્વકેરૂં;
સૂર્ય શું કિરણ આવે અને જાય છે,
કિરણ જાતાં થતું તિમિર ઘેરૂં;
તેની તે માટીના ઘાટ જુજવા થતા,
તેનું તે કિરણ રહેતુ ઝબુકતું:
જીવનથી શું થયું? મૃત્યુથી શું ગયું?
ઘટકજળ કૂપમાંહીંજ ટપકતું!

૬૮

મૃત્યુમાં અંત શું સર્વ આવી ગયો?
એજ શું જીવનનો હોય છેડો?
સર્વ આ જ્ઞાનનો લોપ શું ત્યાં થશે?
તિમિરમાં બૂડશે જીવનબેડો?
હાલતું ચાલતું સકળ ચૈતન્ય જે
સ્વપ્ન ને કલ્પનામાં વિકસતું,
તે પડી ઘોર વિસ્મરણનિદ્રા વિષે
જગતથી શું સદાનું વણસતું?

તેજસંતાન ચૈતન્ય જઈ સત્વમાં
શું ન રહેશે ફરી રૂપ એવે?
તામસી માટી અંધારની પુત્રી આ,
તે ભલે એજ અંધાર સેવે:
તેજ ને ઉષ્ણતા૦ અગ્નિનું જીવન છે,
તે જતાં અગ્નિની રાખ રહેશે;
શ્વાસ ને હૃદયસ્પંદનજ નથી માનવી:
ક્યાં પછી એનું ચૈતન્ય વહેશે?

૬૯

મૃત્યુ જો મૃત્યુ જેવુંજ દેખાય, ને
મૃત્યુથી જો જતે સૌ ભુંસાઈ,
માટીની સાથ ચૈતન્ય પણ તૂટી જો
રહેત પાછળ ન વ્યક્તિત્વ કાંઈ,
તો પછી પરમ પ્રભુરૂપ જે સ્નેહ આ,
તે સુધા સતત વરસાવતે ક્યાં ?
જગતનું તત્ર સૌ સ્વાર્થમાં ઝગડતાં,
જીવનતું ધ્યેય ઉતરાવતે ક્યાં ?

મૃત્યુ પાછળ નથી કંઈજ, એ વાત તો
હૃદય આ આપણું નહીંજ માને;
હૃદયમાં જે રહ્યો સ્નેહ આ ઉભરતો,
તેહ ભરસ્વાર્થમાં પણ પિછાને;
સ્નેહ નહીં રહેત તો જ્યોતિ આ જગતની
લાગતે માત્ર બળતી સદાની :
સૂર્ય દે તાપ પણ નહીં કશું તેજ દે,
તો પછી અંધતા છે બધાંની !

૭૦

મૃત્યુ પાછળ કશું ના રહ્યું હોય તો
જીવનની સીડીને ક્યાં ટકાવો ?
જીવન આધાર વિણ લટકતું આ રહે,
પડી જતું કેમ એને બચાવો ?
મૃત્યુ પાછળ કશું ના રહ્યું હોય તો
જીવન અર્પણ કરે સ્નેહ ક્યાંથી ?
માનવીની બધી દેવલીલા જગે
સતત ઉભરાય આ તેહ ક્યાંથી ?

છે દિવાલો બધી આ દિગંતે ઊભી,
સાંજ નહીં સૃષ્ટિનો અંત આવે:
દૃષ્ટિથી દૂર સફરી જતાં સાગરે
નહીંજ સફરી ડુબેલી જણાવે;
સૃષ્ટિ પાછળ રહી સૃષ્ટિ બીજી કંઈક,
સતત રહે પડ પછી પડ ઉઘડતાં:
જીવન પાછળ ન' કયમ જીવન બીજું રહે
મૃત્યુનાં પડ પછી પડ ઉપડતાં ?

૭૧

જન્મ આ જે મળ્યો માનવીને જગે,
તે હશે સુખ અગર દુઃખ કાજે ?
જન્મ એ છેજ આ જીવનનું દ્વાર, ત્યાં
પેસતાં શું સકળ જીવ દાઝે ?
જન્મીને જીવનમાં હોય દુઃખજ બધું,
તો પિતા બાળ શા કાજ માગે ?
રોજ આ દિવસ જન્મે અને આથમે,
તોય શે નવલ દિનજ્યોતિ જાગે ?

જન્મ છે જીવનનુ દ્વાર એ એક, તો
મૃત્યુ છે જીવનનું દ્વાર બીજું ;
જન્મને જોઈને જો હું રીઝું સદા,
તો પછી મૃત્યુથી કેમ ખીજું ?
જન્મ ને મૃત્યુ છે જગતનું જીવન આ,
વિશ્વના શ્વાસ ઉચ્છ્વાસ મોંઘા :
બુદ્ધિ ને કલ્પના સતત પછડાય ત્યાં,
તોય સમજે ન એ શબ્દ સોંઘા !

૭૨

જીવન ને મૃત્યુના ખેલ ખેલાય, ત્યાં
માનવીએ કશું હોય રોવું ?
જે ન નિજનું હતું તે થયું નવ થતું,
તે જતાં શું રહ્યું જગત ખોવું ?
જીવન કે મૃત્યુ એ કો નથી માનવી,
માનવી સાથ છો એ જડાયાં;
એકને ભાગતાં અન્ય બાકી રહે :
માનવી તોય શે રહે ઠગાયાં ?

જીવનનું ગાન છે પરમ મોહે ભર્યું,
તો નથી મૃત્યુનું નૃત્ય કમતી;
એકના સૂર તનતાર જગવે બધાં,
અન્યની લયલીલા શાંત રમતી;
મૃત્યુના ઘાટ પર જીવન ખેલી રહ્યું,
માનવીએ મળ્યું માણી લેવું :
ગાન પૂરું થશે, નૃત્ય પણ અટકશે :
તોય એ બેઉનું જાદુ કેવું !

૭૩

ફૂલ ખરતાં વસંતે ન ઝાંખપ પડે,
ધૂળ ભરતાં ન ઢંકાય ભાનુ:
તોય કંઈ અલ્પ આ માનવીજીવન તો
લાગતું એટલું મોંઘું શાનું?
એજ વ્હાલાં બધાં, એજ સ્નેહી બધાં,
એજ આ ગામ ને ઠામ પ્યારાં;
આંખ મીંચ્યા પછી થાય અંધારૂં, ને
જીવન તૂટયા પછી સર્વ ન્યારાં.

જીવનની પાર શું અણતૂટયો રેલશે
જીવનસરિતાતણો એજ રેલો?
દેહ છોડયા પછી આત્મ પરજીવને
ખેલશે એજ કે અન્ય ખેલો?
કોણ આવી કહે વાત નિશ્ચિત બધી?—
તોય કંઈ હૃદયમાં થાય છાનું:
ફૂલ ખરતાં વસંતે ન ઝાંખપ પડે,
ધૂળ ભરતાં ન ઢંકાય ભાનુ!

૭૪

વિશ્વની વ્હેતી આ સભર સરિતા ઉપર
જીવનના બુદ્‌બુદો સતત ઊઠે;
સર્વ એ સાથ ધસડાઈ આગળ જતા,
નવનવા ઊછળતા કંઈક પૂઠે;
ઘડીક એ ચમકતા ક્ષણિક સૌંદર્યમાં,
રાખતા જીવનનો ગર્વ એમાં;
ફીણના અશ્વ ફૂં ફૂં કરી દોડતા,
થાય ઉન્મત્ત એ સર્વ તેમાં.

બુદ્‌બુદો સર્વ ધસડાય એ રેલમાં,
જાય અથડાઈ એકેક સાથે;
સરિતનાં પૂર પર પૂર આવે પૂઠે,
બુદ્‌બુદો લડી રહે બાથ બાથે;
ક્યાં સુધી ચાલશે કલહ ખેલન બધાં?
એક પછી એક સૌ જાય ફૂટી;
સરિતમાં સર્વનાં જીવન પાછાં શમે,
કોઈ નહીં સરિતથી જાય છૂટી.

૭૫

હોય એવાજ બુદ્‌બુદ સમું જીવન આ,
તોય એ વ્યર્થ છે કેમ કહેવું ?
વહન સરિતાતણું છેજ બુદ્‌બુદ ભર્યું,
બુદ્‌બુદો સાથ છે નિત્ય વ્હેવું;
બુદ્‌બુદો જાણતા વહન કરીએ અમે,
જીવન જીવીએ અમે આપબળથી;
તદપિ સરિતાતણું પૂર વહેતું રહે,
ને ધકેલે બધા સર્વ સ્થળથી.

રજનીમાં એજ બુદ્‌બુદ સમા તારકો
એમ દેખાય સૌ વહન કરતા;
જીવન શું તેમનાં વ્યર્થ કહેશો કદી ?
કો તરાવે કિંવા આપ તરતા ?
અજબ કો જ્યોતિભર ગોળ ગુંબજ દીપે
બુદ્‌બુદોના અને તારકોના :
વિશ્વસરિતાતણાં સર્વ છે અંગ એ,
કેમ કહું વ્યર્થ અવતાર કો'ના ?

૭૬

જીવનનું મૂળ વિધવિધ રૂપે જગતમાં
સતત ઉતરે થવા બાળ રોતું;
એક બોલી રુદનનીજ તે જાણતુ,
પળપળે આંસુથી આંખ ધોતું;
જ્યોતિ ને તિમિર કંઇકંઇ ભરે ને સરે,
બેઉ તે ઝાલતું મુઠ્ઠીમાંહીં;
જરીક કંઈ હાસ્યની રેખ હોઠે તરે,
કે ડુબાડે રુદન આવી ત્યાંહીં!

હાજતો એ કહે રુદનસંકેતથી,
જીવન જાણે જીવાતુ રુદનમાં;
બુદ્ધિ ખીલતી જતાં આંખ ખુલતી જતી,
નવલ રસ ભાસતો ત્યાં જીવનમાં;
બાળનું રુદન એ જાય ઝાંખું થતું,
જીવન ખીલતાં ખીલે જીવનવાણી;
મુઠ્ઠીને ખોલતાં રૂદન નીચે પડે,
જ્યોતિ લે જીવનઆનંદ માણી!

૭૭

જીવનનું રુદન છે બાલ્યની બોલી, તે
પુષ્પ નરનારને કેમ શોભે ?
ખોઈ કે ભૂલી આનંદ અંતરતણો
માનવી રોઈ દે માત્ર ક્ષોભે ;
બાલ્યની બોલી તે ભૂતકાળે જતાં
માનવી બોલતો જાતભાષા:
જીવનવાણી પૂરી સમજતાં શે ધરે
તે ફરી રુદનબોલીની આશા ?

સરિત જ્યાં મૂળથી નિકળી આગળ પડે,
ત્યાં વહે ખળખળી ઝરણ નાનાં ;
ખાડમાં, ખડકમાં, ખટકતાં, ફરફણતાં,
જાય એ સરિતનાં વારિ ત્યાંનાં ;
પણ વધી સરિત પૂરપાટ જ્યાં રેલતી,
ત્યાં ન ખળખળ કરે તેહ પાછી:
જીવનનાં પૂર્ણ વહને પછી હોય શી
બાલ્યની તે રુદનબોલી આછી ?

૭૮

જીવતું મૃત્યુ છે જીવન આ તેહનું,
જેહને જીવન આ વ્યર્થ લાગે:
પળપળે લાખ શંકા ઉઠાવી મને
જીવનનો સર્વ આનંદ ભાંગે;
જીવનનો મહામૂલો જોગ ચાલી જતો,
મેઘ વરસી જતો વ્યોમમાંથી:
નહીં ઝીલ્યાં અમૃત કો એક અંજલિ ધરી,
પામશે જીવનરસ એમ ક્યાંથી?

જે દિવાલો કરે આસપાસે ઊભી,
ને સૂએ માંહીં અંધાર ઓઢી,
તે નહીં દિવસનાં તેજ પામી શકે,
ખોય ત્યાં સર્વ આનંદ પોઢી;
ફૂલ નહીં જોય નિજ રંગ સૌરભ કશું,
તદપિ કાંટાજ નિરખે શરીરે,
તો પછી વ્યર્થ છે જીવન એ ફૂલનું,
જીવતું મૃત્યુ એ જીવન ચીરે!

-

૭૯

પૃથ્વી પર જીવન આ પ્રથમ છે આપણું,
કે હશે જીવન બહુ એમ જીવ્યાં ?
વિશ્વપટ આ ગુંથાતું જતું પૂર્વથી,
શીવણ તેનાં હશે શું ન શીવ્યાં ?
જીવનની જ્યોત આ જીવનથીજ છે ઉગી,
કે હતી જ્યોત એ અહીં સદાની ?
સૂર્ય આ જેમ ઝળતો રહે વ્યોમમાં,
તેમ એ જ્યોતની શી નિશાની ?

જીવન જીવ્યાં હશે પૂર્વમાં, તોય તે
જીવન જાણી કશો લાભ કરવો ?
જ્યોત આજે બળે છે જુદા જીવનમાં,
એજ નવજીવનરસ પૂર્ણ ધરવો;
સૂર્ય ઝળતો ઉગે રોજ આકાશમાં,
પણ ન આકાશ એ રોજ સરખું;
જે ગયો દિવસ તે રજની દેતી ભુંસી,
પૂર્વવિસ્મરણનું એજ પરખું.

૮૦

અણગણ્યા યુગતણાં વર્ષ ક્રોડો ગયાં,
માનવી આજ જેવો સરજવા;
ધરતીકંપો મહારેલ ને હિમ વિષે
પ્રકૃતિ ટીપાઈ નિજ સાજ સજવા;
પ્હાડમુખ આગના કંઈ ફુવારા ઉડ્યા,
સિંધુહોઠે ધવલ ફીણ આવ્યાં:
પૃથ્વીને એમ ખેડી પરમ ચેતને
માનવીપ્રકૃતિનાં બીજ વાવ્યાં!

કંઈ શરદ ને વસંતો વહી પૃથ્વીમાં,
છોડ ધીમે ધીમે ફૂટી ખીલ્યા;
જંતુ ને પ્રાણીઓ કંઈક આવ્યાં—ગયાં,
સર્વના અંશ કંઈ કંઈક ઝીલ્યા;
જીવનનું વૃક્ષ ફાલ્યું પછી આખરે,
ફળ ઉગ્યું માનવીરૂપ અનેરૂં:
જીવનનાં ગુણકિરણ એમ થઈ એકઠાં
માનવીરૂપ ઘડ્યું રમ્યઘેરૂં!

૮૧

આ સકળ અણગણ્યાં જીવનનાં રૂપમાં
વિશ્વચૈતન્ય આનંદ ધારે;
સૂક્ષ્મમાં સૂક્ષ્મ રૂપો થકી રીઝતું
દીર્ઘ રૂપો વિષે કર પ્રસારે;
રૂપ રૂપે રહ્યા વિવિધ ગુણ છાઇને,
કોઇમાં એક કે અન્ય રૂડો :
ફૂલ ફૂલે ફરી ગણગણી, રસ ચૂસી,
શો કરે અજબ મધમાખ પૂડો !

કંઇક ઓછું રહ્યું પ્રકૃતિના રૂપમાં,
કંઇક ઝાંખો ઊઠ્યો ઘાટ પેલો;
એમ અધુરી રહી શક્તિ કંઈ એકમાં,
કંઇક અટકી પડ્યો તેમ વેલો;
પ્રકૃતિનો પિંડ જ્યમ જ્યમ ઘડાતો ગયો,
ત્યમ ઉગ્યાં ફૂલ સુંદર વિશેષેઃ
વિશ્વચૈતન્ય આખર ઝૂલાતું ખીલ્યું,
ને ઉગ્યો માનવી પૃથ્વીદેશે !

૮૨

વિશ્વનાં કંઈક અગણિત રૂપોમાં રહી
માનવી આખરે જન્મ પામ્યો:
સર્વ રૂપોતણી છે જયશ્રી ભરી,
સર્વનો પ્રાણમહિમા ય જામ્યો;
સર્વના ગુણ રહ્યા અજબ ગુંથાઇને
એક આ માનવીહૃદયમાંહીં;
જીવનનું એ પગેરૂં ચલાવી જુઓ,
માનવી આવિયો ક્યાંથી આંહીં !

માનવી આવતાં જ્યોતિ નવલી ઉગી,
કંઈજ નવ જડ રહ્યું વિશ્વપાટે;
ઝરણ ને વાયુ કંઈ ગાન ગાતાં થયાં,
દેવ ઉડતા રહ્યા વ્યોમવાટે;
કંઈક સંદેશ સંધ્યા ઉષા દેતી થઇ,
કંઈ પરી ડોકિયાં કરતી ફૂલે:
માનવીથી બન્યું વિશ્વ આ બોલતું;
આજ તો સૃષ્ટિ ભરપ્રાણ ઝૂલે !

૯૩

જે જીવે તે ન જગમાં જીવે એકલું,
　　કે જીવે તે ન નિજતેજ માટે;
જે મહાજીવનનો જીવન આ અંશ છે,
　　તે સકળ જીવનને જોડી આંટે;
જીવન આ સર્વ સાપેક્ષતામાં રહી
　　જીવનસંજોગ અન્યોન્ય દેતાં:
જીવન જ્યાં જાય નિજ કાજ લેવા કશું,
　　જીવન શું અન્ય આપી ન રહેતાં?

દાંડિયા રાસ જે ઘેરિયાઓ રમે,
　　છે ગુંથાયાં જીવન સર્વ તેવાં;
દાંડિયાં ભીડના જાય પોતાતણાં,
　　ને ભીડે અન્ય શું તેમ કેવાં!
તાલમાં ચૂકી બેતાલ જે થાય, તે
　　જીવન આનંદ પોતેજ ખોશે:
પટ વણાતાં તૂટી તાર અળગો પડે,
　　તે પછી પટ વિષે કેમ સ્હોશે?

૮૪

છે બન્યું જગત પ્રત્યેક જીવનથકી
તેજ જીવનથકી હોય જાણે:
પળપળે જે થતું જાય તે જીવનમાં,
તે થયું નિજથકીજ એમ માને;
જે થતું જાય તે કોક પળ માટ એ
થાય છે વહન સર્વે ક્રિયાનું;
કંઈક ખોતું જતું, કંઈક લેતું જતું:
વહન નિર્માણ છે કંઈ કર્યાનું.

બીજ જઈને પડ્યું ભૂમિમાં, ત્યાંથકી
ભૂમિ રસ પૂરતી બીજમાંહીં;
બીજમાંથી પછી છોડ ફૂટી વધે,
ઝાકળે નિત્ય સિંચાય ત્યાંહીં;
છોડ માટેજ ત્યાં વાયુ વાતો રહે,
સૂર્ય ને ચંદ્ર ને મેઘ પોષે:
છોડ પર ફૂલ ને ફળ પછી આવતાં,
તેથકીજ સૌ થયું જીવન જોશે!

૮૫

ફૂલ કે ફળ ગમે તેવું એ હોય, પણ
જગતને કાજ એ છે અગતનું;
જીવન દે ફળ ગમે તેવું, પણ આખરે
તે ધપાવે જીવન ફુલ જગતનું;
જે મહાજીવનનું યુદ્ધ આ ચાલતું,
ત્યાં સકળ જીવનની થાય ભરતી;
જીવન પ્રત્યેક તેનોજ સૈનિક બન્યું.
જ્યાં મહાજીવનની આણ વરતી!

કંઇક નક્ષત્રની ટુકડીઓ નભ પડી
તારલા સ્થાન નિજ નિજ તપાસે;
વિશ્વની કો મહાયોજના કાજ એ
ઘૂમી રહે સર્વ નિજ નિજ પ્રભાસે;
લઘુ ગુરુ ઊર્મિઓ ઉછળતી ગગડતી
સકળ સાગરજીવન ભવ્ય રાખે:
જીવન પ્રત્યેક એ આપણું રસ ભરે
આ મહામાનવીજીવન આખે!

## ૮૬

માનવી જીવનને શું પિછાને પૂરૂં,
જીવન અંધી ગુફા શું જણાતું:
જે ગયો તે જતો મહીંજ ગુંથાઇને,
તિમિર અંદર ગહન ધુંધવાતું;
નહીંજ કો માર્ગ બીજે જડે નિકળવા,
એક ડગદ્વાર પણ દે ડગી ત્યાં;
જીવનની એવી અંધી ગુફા ખોળતાં
ઓલિયા પણ ગયા કે ડગી ત્યાં,

તોય ગર્વિષ્ટ એ માનવી શો હિસે!
કૈક બકવાદ એ નિત્ય કરતો:
જીવન આ પૃથ્વીનું નવ પૂરૂં સમજતો,
તોય પરજીવનના સિંધુ ભરતો!
જીવનને પિંજરે જે પૂરાયો રહે,
તે કરે વાત આકાશકેરી!
પિંજરે પાંખ ફફડાવતો માનવી
ક્યાં સુધી પૂગશે પિચ્છ વેરી?

૮૫

ફૂલ કે ફળ ગમે તેવું એ હોય, પણ
જગતને કાજ એ છે અગતનું;
જીવન દે ફળ ગમે તેવું, પણ આખરે
તે ધપાવે જીવન ફુલ જગતનું;
જે મહાજીવનનું યુદ્ધ આ ચાલતું,
ત્યાં સકળ જીવનની થાય ભરતી;
જીવન પ્રત્યેક તેનોજ સૈનિક બન્યું.
જ્યાં મહાજીવનની આણ વરતી!

કંઈક નક્ષત્રની ટુકડીઓ નભ પડી
તારલા સ્થાન નિજ નિજ તપાસે;
વિશ્વની કો મહાયોજના કાજ એ
ઘૂમી રહે સર્વ નિજ નિજ પ્રભાસે;
લઘુ ગુરુ ઊર્મિઓ ઉછળતી ગગડતી
સકળ સાગરજીવન ભવ્ય રાખે:
જીવન પ્રત્યેક એ આપણું રસ ભરે
આ મહામાનવીજીવન આખે!

૮૬

માનવી જીવનને શું પિછાને પૂરું,
　　　જીવન અંધી ગુફા શું જણાતું:
જે ગયો તે જતો મહીંજ ગુંથાઇને,
　　　તિમિર અંદર ગહન ધુંધવાતું;
નહીંજ કો માર્ગ બીજે જડે નિકળવા,
　　　એક દ્વારે પણ હૈ ઠગી ત્યાં;
જીવનની એવી અંધી ગુફા ખોળતાં
　　　ઓલિયા પણ ગયા કૈં ઠગી ત્યાં,

તોય ગર્વિષ્ટ એ માનવી શો હિસે!
　　　કૈંક બકવાદ એ નિત્ય કરતો:
જીવન આ પૃથ્વીનું નવ પૂરું સમજતો,
　　　તોય પરજીવનના સિંધુ ભરતો!
જીવનને પિંજરે જે પૂરાયો રહે,
　　　તે કરે વાત આકાશકેરી!
પિંજરે પાંખ ફફડાવતો માનવી
　　　ક્યાં સુધી પૂગશે પિચ્છ વેરી?

૮૭

જ્યાં સુધી જીવનનો અગ્નિ જળતો રહે,
ત્યાં સુધી જીવનની છેજ જ્યોતિ;
જાય બળતાં ઉપર ગગનને ચુંબવા,
જ્યોતિની દૃષ્ટિ રહે ઊર્ધ્વ પ્રોતી;
ઘડી ઘડી ધૂમ પણ સાથ ધુંધવાઇને
જ્યોતિની દૃષ્ટિથી ગગન ઢાંકે:
ધૂમ ચડતો જતો, રાખ પડતી જતી:
જીવનનો અગ્નિ નિજ અવધ આંકે.

માનવીજીવનના ઉચ્ચ અભિલાપ સૌ
શું જશે ઊડી એ ધૂમ જેવા?
જીવનની શક્તિ પળપળ ઘટી શું થશે
જીવન એ રાખ જેવુંજ કહેવા?
તોય એ રાખ ને ધૂમની પાર પણ
શા ઉડે જીવનના અગ્નિતણખા!
સકળ બ્રહ્માંડ પણ છેજ તણખા સમું,
તો નથી આપણા વ્યર્થ મનખા.

જીવન ક્યાંથી મળ્યું એ પૂછયે સાર શો ?
જીવન જે છે મળ્યું તેજ સારૂં;
દિવસમાં જન્મીને દિવસમાં મરી જતા
કીટ ક્યમ સમજશે રાત્રિ વારૂં ?
જીવન જ્યાંથી મળ્યું ત્યાંથી આગળ જવું,
વિશ્વનો એજ છે ક્રમ સ્થપાયો;
જે ગયું તે બધું વિશ્વસંચિત બની
નવલ સર્જનતણો થાય પાયો.

તો પછી ભૂતમાં શું હશું આપણે,
જાણવા તે કશો કાળ ખોવો ?
જે ગયું તે બળ્યું, તેની કંઈ રાખને
નિરખતાં નવ કશો લાભ જોવો;
જીવનને સફળ આગળ ધપાવી કરો,
શ્રેષ્ઠને જોય તે શ્રેષ્ઠ ચૂંટે :
રાત્રિમાં તારલાપુષ્પને નિરખતાં
પૃથ્વીના હૃદયમાં ફૂલ ફૂટે !

૮૯

જીવન આ આપણું છે મળ્યું કહીંકથી,
 તો પછી આપણું કેમ કહીએ?
જીવન આ છે અપાયું અહીં કોકથી,
 તેથી શું જીવનનો ભાર વહીએ?
જીવન માગ્યું નથી આપણે કોઈ દિન,
 માગનારો સદા રહે ભિખારી:
જીવનને માણવું છે વીરત્વે જગે,
 કે ગુલામી સદાની સ્વીકારી?

જીવનને રાખવા, જીવનને ચાખવા,
 જીવનની સાચી જાણવી એ:
જીવન હળવું નથી જીવનરસ રાખવા,
 જીવન રળવું ઘટે માનવીએ;
જીવન લેનાર પણ જીવન આપે બધું,
 આપશે તોજ પોતાનું કરશે:
સૂર્યનું તેજ લઈ ચંદ્ર આપે ફરી,
 ચંદ્રની ચાંદની તોજ ઠરશે!

૯૦

જીવનનું મૂલ્ય નહીં કોઈ પણ કરી શકે,
જ્યાં સુધી જીવન એ જાય વ્હેતું;
દિવસ કેવો જશે અમુક આખર સુધી,
એ દિવસમાંજ તે કોણ કહેતું?
જીવન જીવનાર પણ કોઈ નવ કહી શકે,
કે ન જાણી શકે સત્ય આછું:
મૃત્યુની મ્હોર જ્યારે જીવન પર પડે,
થાય ત્યારે જીવનમૂલ્ય સાચું!

જીવન આ છે ઘણું મૂલ્યવંતું જગે,
જીવન પેલું દિસે છે નકામું;—
કેમ કહેવાય એ જીવનવ્યાપારમાં,
જ્યાં સુધી ચાલુ છે જીવનનામું?
કાલ આ જીવન ખાતે ઉધરશે કશું,
ને જમા કંઈ થશે જીવન પેલે:
જીવનનું મૂલ્ય છે મૃત્યુની મ્હોરથી,
મૂલ્ય ત્યાં આવશે આપમેળે!

૯૧

જીવનની પૂંજી ગણશો નહીં દોલતે,
જીવનની પૂંજી નવ હોય જ્ઞાને;
જીવનની પૂંજી તો તેજ, જે જગત આ
જીવનની પાસ માગે વિધાને;
જગત દાવો કરે જીવન પ્રત્યેક પર,
ત્યાં શકે કેટલું જીવન આપી;
જેટલો હોય દાવોજ એ, તેથકી
જીવનની પૂંજી દેવાય માપી!

જીવનની પૂંજી વધતી જશે જેમ એ,
તેમ દાવોય વધશે જગતનો;
ઝુંપડી, મ્હેલ, મેદાનમાં ટાંગશે
દીપ રહે જેમ જેવો ચગતનો:
જગત દાવો કરે સર્વ આ જીવન પર,
તેજ સૌ જીવનનું મૂલ્ય આંકે:
જ્યોતિ દે તેટલી સૂર્યની પૂંજી છે,
ચંદ્રની છે કમી ચંદ્રવાંકે!

૯૨

જ્યાં સુધી જગતને જીવન આપી શકે,
ત્યાં સુધી જીવનનું મૂલ્ય લાગે;
જીવન પ્રત્યેક એકેક વર તીર્થ છે,
જગત ત્યાં આવતું કંઇક માગે;
જીવનની પૂંજી નહીં આપણે આંકીએ,
જગત જે આંકશે તેજ જાણો;
રત્નની ખાણ છોડી, જતું જગત આ
પૂજવા વાટનો વ્યર્થ પ્હાણો!

જ્યાં સુધી જીવનમાં કંઇક અમૃત હશે,
ત્યાં સુધી આવશે જગત પાસે;
જગતનું જીવન નિજ અમૃતે પોષવું,
જીવનપ્રભુતા ખરી એજ ભાસે;
જીવનમાંથી અમી જાય જ્યારે ઉડી,
જીવન ત્યાં મૂલ્ય તેનું ગુમાવે:
સરિતનો પાટ સૂકાઇને જો પડ્યો,
ત્યાં ફરીથી ન કો તીર્થ આવે!

૯૩

જીવનનું મૂળ અંધારમાં છે રહ્યું,
છેજ અંધાર અજ્ઞેય એ તો;
આજ આ રૂપમાં માનવી જે દિસે,
તે હશે આવિયો ક્યાંથી વ્હેતો ?
ક્યાંથી અંધારમાં કિરણ રોપાયું એ,
ને ઉગી ત્યાં ઉષા જીવનકેરી ?
વિવિધ રંગે સકળ ગગન એ આંજતી
દે ભૂલાવી તિમિરછાય ઘેરી.

રમ્યઘેરા દિસે જીવનના રંગ એ,
જીવનસૌંદર્ય એમાંજ ખીલે;
પળપળે રંગ પણ સર્વ બદલાય એ,
જીવનની મોહિની જીવન ઝીલે;
જીવનનું ફળ નથી જીવનના રંગમાં,
પણ જીવનશુદ્ધિમાં જીવન ફૂલે :
રંગભર જ્યાં ઉષાફૂલ કરમાય, ત્યાં
શુદ્ધ રવિજ્યોતિફળ ગગન ઝૂલે !

૯૪

દિવસ આ રોજના રોજ જે આવતા,
તે નથી તેજ પણ અન્ય ભાસે:
કાલથી આજ જૂદીજ દેખાય કંઈ,
આજથી કાલ જૂદી જણાશે;
જે ગયું તે ફરી નહીંજ કંઈ આવતું
તેમનું તેમ આ જગતમાંહીં:
દિવસ આ છે જૂદા, માનવી પણ જૂદા,
તોય છે નામ તો તેજ આંહીં.

રજની આ જાય ને ગગન આવે ઉષા,
ને ઉષા જાય ત્યાં દિવસ ઝળકે;
દિવસ એ જાય ને હાસ્ય સંધ્યા કરે,
જાય સંધ્યા અને રજની પલકે:
એમનાં એમ છે ચક્ર ફરી ચાલતાં,
એમનાં એમ સૌ જાય આવે:
જીવન પણ એમ દીસે જતાં આવતાં,
પણ નહીં તેનું તે રૂપ લાવે.

૯૫

કુસુમકળી તો પ્રભાતે ઉગી ખીલતી,
પાંદડી ખેરવે સાંજ પડતાં;
ને પતંગોય નાનાં દિને જન્મીને
રાતના દીપને ભોગ ચડતાં;
માસ કે વર્ષ કંઈ નવ ગણે પોપટી,
જીવન છે માત્ર થોડી ઘડીનું:
ટુંકું હો તોય આનંદભર જીવન એ
લઈ—દઈ રસ કરે હૃદય ભીનું.

સાઠ સિત્તેર કે વર્ષ સો જીવતો,
તોય કંઈ માનવી નહીં ધરાતો:
આ રહ્યું, તે રહ્યું, ધાર્યું કંઈ નવ થયું:
રોજ એવો અસંતોષ ખાતો;
કાળની પળ ગમે તેટલી ખેંચતાં
જીવનસૌંદર્ય વધતું ન કાંઈ:
જન્મીને જીવવું તે નહીં જીવવું—
જીવન સુંદર જીવે તે નવાઈ!

૯૬

મનુજનું હો કિંવા હો પશુપ્રાણીનું,
　　ફૂલનું હો કિંવા ધૂળનું યે;
આગિયાનું કિંવા સૂર્ય તારકતણું,
　　સૂક્ષ્મનું હો કિંવા સ્થૂળનું યે:
જીવન જ્યાં હોય ત્યાં જાય કંઈ ખોલવા,
　　ખોલવા ખોલ કંઈ હૃદયકેરો;
છોડ ઊગે, ફૂટે ફૂલ ને રંગ ત્યાં—
　　જીવનનો જોગ કંઈ એ અનેરો!

ફૂલકળીમાં ય સૌંદર્ય બંધાય, પણ
　　જીવનનું હાસ્ય નહીં તેહ મૂકે;
બુદ્‌બુદોમાં ય રવિકિરણ બીડાય, પણ
　　તેજની ઝલક નહીં એક ચૂકે;
ધુમ્મસે ચાંદની જાય ગુંચવાઈ, પણ
　　નહીંજ એની સુધા પલક અટકે:
જીવન દે જગતને જીવનનું તેજ સૌ,
　　માનવી તો પછી કેમ ખટકે?

૯૭

માનવીજીવન આ જગતમાં ઝબુકતું
 વિશ્વને ઘડીક ઝબુકાવી રહેતું;
ઘોર અંધારમાં ચમકતી વીજ શું
 સકળ આકાશને તેજ દેતું;
સૃષ્ટિ કેરા પ્રબંધો રચાયા હશે,
 તેમ આ સૃષ્ટિ ધીમે વિકાસે:
માનવીકલ્પના સૃષ્ટિમાં ઝબુકતી
 સર્જનો નિજ ધરે સૃષ્ટિ પાસે.

રજનીના ઘોરતમ શ્યામપટ પર ઘડીક
 સહજ મારે ઉષા લાલ પીંછી;
તલસતી શોષભર ભૂમિ પર મેઘ પણ
 સહજ વિખરાય નિજ અમૃત સિંચી:
જીવનસૌંદર્યમાં પરમ ઔદાર્ય છે,
 જીવનની હો ભલે ટુંક મૂડી:
પરમ આકાશની મેઘધનુ—પોપટી
 વાદળે બેસી ચડી જાય ઊડી!

૯૮

સરિતના વહન શું માનવીજીવન પણ
સતત વ્હેતું રહે તેજ સારૂં;
નવલ નિર્મળ પળેપળ વહી જળ મહીં
બળ અતુલ આપતું એમ ન્યારૂં;
જળ સરોવરતણાં જાય બંધાઇને,
બાંધતાં તેહ પોતેજ સીમા:
જીવન નિજ વર્તુલે માત્ર ફરતું ફરે,
તે ન જાણે જીવનનો મહિમા.

જીવન પોતેજ બંધાઇને જે પડે,
તે જીવનના ન કો બંધ તોડે:
આપતું, વેરતું, ખોતું, ખંખેરતું,
જીવન રસ જોગવે જગત જોડે;
શિર ઉપર હિમતણા ઢગ કરી રાચતા,
બોજ તે પ્હાડ પોતેજ ધારે;
પણ ઝરણ જળતણાં જે વહાવે બધે,
તે જગત લે ઉપાડી ફુંકારે!

૯૯

રાત ને દિવસ નિજ ચોપડો વિધિ લખે,
નવનવાં ખોલતો જાય ખાતાં;
કેક કરતો જમે, કંઈ ઉધારે ક્રમે;
જાય વણરોધ ખાતાં લખાતાં;
પળપળે બંધ પણ કૈંક ખાતાં થતાં,
પળપળે ડૂબતા જેમ તારા;
જાય જૂનાં વળી થાય કંઈ નવનવાં:
જીવનની નોંધના એ ઉતારા.

જીવન કંઈ કંઈ ઉધારે લઈ માગતું,
જીવન કંઈ કંઈ ઉધારેય દેતું:
ક્વચિત લેનાર દેનાર ભૂલે, છતાં
ચોપડે સર્વ નોંધાઈ રહેતું;
કૈંક બેરીજ ને બાદબાકી થતી,
કંઈ ગુણ્યું ભાગતાં રહે ન ઝાઝું:
છે હિસાબે જમે કે ઉધારે રહ્યું?
કે મળી જીવનની બેઉ બાજુ?

૧૦૦

જીવનની રમત આ કર્મ શું ખેલવા
માનવીબાળ જગપાટ બેસે;
ઘડીક કો રમકડે ખેલતો, રાચતો,
ઘડીકમાં તોડી દે કોક દ્વેષે;
એક પછી એક કંઈ નવનવાં આવતાં,
કૈંક ડૂલી રહે, કૈંક ઝૂલી:
જીવનનાં રમકડાં ભાંગતાં જાય, ને
માનવી ઘડી રડી જાય ભૂલી.

જીવનની રમત એ ઝડપથી ચાલતી,
નહીં મળે કંઈ ઘડી પણ વિસામો;
ખેલવું, તોડવું, રોવું ને રાચવું:
કાળ નહીં જાય જરીએ નકામો;
રમતમાં કૈંક રસ પામતો માનવી,
ત્યાં અચાનક ફરી થાપ ખાતો;
કૈંક સમજે ન સમજે રમત કર્મની,
થાય પૂરું અરે જીવન ત્યાં તો!

૧૦૧

બીજના હૃદયમાં છોડ ને પુષ્પ છે,
પુષ્પના હૃદયમાં ફળ છુપાયું,
ફળ વિષે સ્વાદ ને બીજ પાછું મળે :
જીવનનું એમ વર્તુલ વળાયું ;
એહ વર્તુલતણા કૈંક કકડાથકી
જીવનની પૂર્ણતા કોણ કળશે ?
સિંધુની ઊર્મિઓ દેખતાં શું કદી ,
સિંધુવિસ્તારનું માપ મળશે ?

પૂર્વ પશ્ચિમ રહ્યાં એક ગોલાર્ધમાં
ઉદય ને અસ્તની દોરી ઝાલી ;
જન્મ ને મૃત્યુમાં જીવન પરિમેય છે,
તેથી શું જીવનની શ્રેણી ઠાલી ?
ચંદ્રનું મત્ત્વ વધુ સૂર્યકિરણો ગ્રહી
ઉદય ને અસ્તમાંહીંજ વિકાસે :
બીજનો ચંદ્ર શું વ્યોમતીરે જતાં
માનશે કોઈ દિન પૂર્ણ થાશે ?

૧૦૨

સૂર્યનું કિરણ અંધાર બાળી રહે,
જગતને તેમ આ જીવન બાળે;
તિમિર શી જગતની લપસણી ભૂમિ પર
જીવન એ કેટલી વાર રાજે?
સૂર્યનું કિરણ સપડાય નહીં કળથકી,
તો ફરી સૂર્યની સાથ સરતું:
જીવનનું સત્ત્વ પકડાય નહીં, તો પછી
જીવન રહે જગત પર કેમ ફરતું?

સૂર્યના કિરણને આગિયા કાચમાં
ઝીલતાં કિરણ એ અગ્નિ ધારે;
સ્નેહ, સેવા અને શુદ્ધ સત્કર્મમાં
જીવનનું સત્ત્વ જગતે ઝગારે;
કિરણ સરજે નહીં કિરણ બીજું જગે,
તો પડયું કિરણ એ વ્યર્થ જાણો;
જીવનનું ફળ જગે જો ન ઉતર્યું કશું,
જીવન જીવ્યું કશું એ પ્રમાણો?

૧૦૩

વિશ્વદરબારમાં વિશ્વપતિનો દિસે
માનવીઆત્મ પ્રિયતમ ગવૈયો,
વિશ્વનાં પરમ ગુણગાન સૌ ગાઇને
રીઝવી રાચતા, એ રવૈયો;
માનવીઆત્મ તો ચાહ્ય ત્યાં દિવ્ય કો
વિશ્વના નાથનું ગાન ગાવા;
વિશ્વવાડી સમી પૃથ્વી આ છે ગમી,
ચાહ્ય લેવા તહીં પરમ લ્હાવા.

જન્મ પર જન્મ એ માનવી લે આહીં,
ગાન પર ગાન ગાતો અનેરાં;
જીવન પર જીવનની વાંસળી કૈંક લઇ
ગાય તે ગીત બહુ રમ્યશેરાં;—
વાંસળી એક જો તૂટી તો શું થયું ?
છે અમર સૂરનો પૂરનારો :
ગાન તે દિવ્ય નહીં થાય પૂરૂં કદી,
વાંસળી તૂટતી છો હજારો !

## ૧૦૪

જગતસૌંદર્ય ને જગતખંડેર પર
માનવીઆળની દૃષ્ટિ ફરતી;
ઘડીક આનંદ, આશા અને સ્નેહ શું
શોક ને દ્વેષ પર તેહ ઠરતી;
મ્હેલ ને મંદિરો એક બાજુ ઊભાં,
ધૂળ ને રાખના ઢગ અવરમાં;
માનવીઆળનું સ્વપ્નસૌંદર્ય ત્યાં
સહજ કચડાય ખંડેરકરમાં.

સર્વ માધુર્યની થાય કટુતા તહીં,
સર્વ આનંદ ઢંકાય શોકે :
જીવનના અગ્નિને ભારવા શું પડી
ધૂળ ને રાખ ત્યાં થોકથોકે ?—
મ્હેલ ને મંદિરો વાળતાં ધૂળ થઈ,
અગ્નિને બાળતાં રાખ જામી :
જીવનનું ફળ જીવન ગાળવામાં રહ્યું,
તો પછી કેમ કટુતા નકામી ?

## ૧૦૫

દુઃખમય હૃદયને જગત દુઃખી દિસે,
દુઃખને હોય નવ કો સીમાડા :
પવનનાં શોકગાનો પડે કર્ણમાં,
સિંધુના જોય દિનભર પછાડા ;
વ્યોમમાં શ્યામતા વહે નિરાશાતણી,
ને સરે આંસુ ધગધગ થતાં ત્યાં ;
સૂર્ય રહે બાળતો, મેઘ રહે ખોળતો :
જગતમાં કોઈ સુખિયાં હતાં ક્યાં ?

પણ હશે જગત આ દુઃખ માટેજ શું ?
શું રહે સતત અંધાર એમાં ?
કે રહ્યો સર્પઅંધાર મુખ ખોલીને,
જગત આ નિત્ય હોમાય તેમાં ?
જીવન આ દુઃખથી નહીંજ ભાગી જતું,
દુઃખથી જગત હારી ન થોભે :
ધૂળ ને રાખ છો પૃથ્વીની ઊડતી,
જગત આ તોય ભરતેજ શોભે !

૧૦૬

ક્યાં હશે સુખ જગે માનવી શોધતો :
સુખ હશે રાયને રંગમ્હેલે,
સુખ હશે શક્તિના પરમ અધિકારમાં,
કે હશે લક્ષ્મીની રેલછેલે ?
સુખ હશે મિત્ર સંતાન દારા વિષે,
સુખ હશે ભાવિ કે વર્તમાને ?—
ક્યાં હશે સુખ જગે, નિત્ય શોધી રહે,
આખરે શોધતો સુખ સ્મશાને !

રાયનું શિર રહ્યું સતત અસિધાર પર,
શક્તિનો ગર્વ તો ધૂળ ચાટે,
લલિત લીલા ચળે ચલિત લક્ષ્મીતણી,
મિત્ર સુત દાર સૌ સ્વાર્થ સાટે ;
ભાવિના ભેદ નવ કોઈ ભેદી શકે,
વર્તમાને જતું જોતજોતાં :
સુખ સમી વસ્તુ કો છે નહીં જગતમાં,
માનવીમન વૃથા ખાય ગોથાં.

૧૦૭

પાપ ને પુણ્યનાં જોડલાં જીવનમાં
સુખ અને દુઃખનાં ફળ ઉગાડે;
પાપ ને પુણ્યનાં બીજ ક્યાંથી જગે
માનવીને મળ્યાં જીવનઝાડે?
પુણ્યથી સુખ સદા દૃષ્ટિ સામે મળે,
તો પછી પાપની વાત ક્યાંથી?
પાપ ને પુણ્ય શું અણછૂટયાં છે જગે
માનવીનાં સતત જીવનસાથી?

પાપનો અંત્ય વિનિમય ગણો મૃત્યુમાં,
તો પછી પુણ્યનો હોય શેમાં?
જન્મ કે જીંદગી જેની ઉત્પત્તિ છે,
પાપનો તેજ અંધાર એમાં;
જગતમાં જોય સર્વત્ર અંધાર તે
માનવી છાય નિજનીજ જોતો:
ભંગદર્પણથકી ફૂટતાં તેજકણ
અહીં તહીં પામતાં સહજ મ્હોતો.

૧૦૮

પુણ્યવાને સદા દુઃખમાં ડૂબવું,
 એજ શું રાહ છે જગતકેરો?
ને ભલા જનતણે આંગણે પણ સદા
 સર્પનો કેમ હોકાય ડેરો?
ભક્તનો ભીડભંજન થતો કોઈ નહીં,
 ભક્તનું રક્ત શું દુષ્ટ કાજે?
જે ન બદલો કશો જગતથી માગતો
 તેજ વધુ દુઃખમાં નિત્ય દાઝે!

પુણ્યને પૃથ્વીનાં રાજ્ય નવ જોઈએ,
 શિર પડે ધૂળ પણ ધૈર્ય રાખે;
ને ભલાઈ ન માગે કશી ભવ્યતા,
 સર્પને ફૂલ શું જોય આંખે;
ભક્તિ તો પ્રભુ વિના નવ કશું ભાળતી,
 અચળ શ્રદ્ધા વિષે તાપ સેવે:
જગતને તો બધું બાળીને ઓળવું,
 મનુજને જીવવું ન્યાય એવે!

૧૦૯

કેમ આ આપણાં દુઃખમાં ડૂબતાં
સર્વ આ જગત ડૂબાડી દેવું ?
વ્યર્થ આ આપણો દુઃખપોકાર શો
વૃદ્ધ આ વ્યોમને પાડી રહેવું ?
જગતમાં સર્વને સર્વની છે પડી,
આપણાં રુદનથી શું વળે ત્યાં ?
પૃથ્વીની દુઃખજ્વાળા ઉડે બ્હાર, તો
પૃથ્વી પોતેજ તેમાં બળે ત્યાં !

દુઃખ તો થાય તેનેજ સ્હેવું રહ્યું,
અન્યને અન્યનું છેજ લાગ્યું ;
દુઃખ નાનાં કહો, દુઃખ મોટાં કહો,
કોઇએ દુઃખ જાતે ન માગ્યું ;
ફૂલ પરથી ખરે બિંદુ ઝાકળતણું,
ફૂલ ત્યાં વ્યોમને કંઈ પુકારે :
પણ પ્રભાતે બધા ખોય નિજ તારલા
વ્યોમ આ, ફૂલ તે શું વિચારે ?

૧૨૦

દુઃખનાં ઝાડ ઉગતાં બધે જગતમાં,
અન્ય કોઈ કશાં ઓળખાવે ?
ગામમાં, શહેરમાં, જંગલે જંગલે,
પદપદે દેખતાં પાર નાવે :
માનવીહૃદયમાં બીજ જેનું રહ્યું,
માનવીદૃષ્ટિમાં બિંબ તેનું :
જન્મનું તૂલ એ, જગતનું મૂળ એ :
કેમ ભૂલાય ઉર સ્મરણ એનું ?

વિશ્વનું વૃક્ષ આ ફાલિયું ફૂલિયું,
સર્વ સૌંદર્ય એમાં સમાયું :
તેજફળ લટકતાં દૃષ્ટિને હારતાં,
માનવી જોય તો લેજ ચાહ્યું :
અગ્નિ વિણ તેજસૌંદર્ય ક્યાંથી મળે ?
વિશ્વને હૃદય અંધાર જામે :
દુઃખનાં ઝાડ એ અગ્નિ જેવાં ઉગે,
તેજફળ માનવી તોજ પામે !

૧૨૧

પાપ ને પુણ્યના દેશ જુજવા દિસે,
સુખ અને દુઃખના વેષ જુજવા :
તિલક છાપાં કરી, તુલસીમાળા ધરી,
માનવી જાય મનમૂર્ત્તિ પૂજવા;
તેજ અંધારના સતત પડદા સરે,
ધૂપ ને શીતનાં ચક્ર ફરતાં;
સ્વર્ગના બાગ એ, નરકના કુંડ એ :
માનવીહૃદય નવ ઠામ ઠરતાં.

દુઃખ ને દુઃખ જે જોય આ જગતમાં,
તે ન જાણે અહીં સુખ કદાપી :
દુઃખ માટેજ જો હોત દુનિયા કીધી,
તો કદી નરક ના જોત પાપી!
સુખ વિના પાપ નહીં, દુઃખ વિણ પુણ્ય નહીં:
વિશ્વનું એજ ઊંડું ઉખ્યાણું :
દિવસ વિણ તાપના તીવ્ર વ્યાપાર ક્યાં?
રાત્રિ વિણ ભવ્ય ક્યમ વિશ્વ માણું?

ત્રિકાસની વેદના

૧૨૨

૧૧૨

મેઘ વરસે કદી રાતદિન વર્ષભર,
તો કશો ખેતરે પાક પાકે ?
થાય ભરતી સદા સિંધુમાં તો પછી
પૃથ્વી પર શું જમીન રહે જરાકે ?
સૂર્ય જો થાય નહીં અસ્ત કો કાળ તો
તેજ ને તાપથી સર્વ બાળે :
માત્ર આનંદ આ જીવનમાં હોય તો
જીવનની વીરતા કોણ ભાળે ?

હોય આનંદથી દુઃખ કંઈ સોગણું,
તોય એ દુઃખ આનંદ માટે ;
હળ જમીન ચીરી ઢેફાં ઉપર કાઢતો,
તો વધે ભૂમિરસ પૃથ્વીપાટે ;
જીવન આ લાગતું કટુજ જ્યાં હૃદયને,
ત્યાંજ છે જીવનનો મિષ્ટ માવો :
વાદળી વ્યોમથી જ્યાં તૂટે, ત્યાંજ લે
અમૃતવર્ષણતણો પરમ લ્હાવો !

૧૧૩

જગતમાં માત્ર આ તેજ જો હોત, તો
તેજની કોઈ નહીં કરત પરવા;
હોત અંધારનું તત્ત્વ નહીં, તો પડત
તેજનું નામ ક્યાંથી ઉચ્ચરવા?
સુખતણી કલ્પના કેમ આવત મને,
જો નહીં હોત કંઈ દુઃખ જગમાં?
વૃક્ષ સ્થાયી રહ્યું તે કશું કલ્પશે
ગાઉ કે ગજતણું માપ ડગમાં?

દુઃખથી સુખ અને સુખથકી દુઃખ છે,
એક વિણ હોય નહીં અન્ય એવાં;
એ જીવનયંત્રનાં ચક્ર સહુ જીવનને
ઉડવતાં પક્ષીની પાંખ જેવાં;
એકને તોડતાં જીવન તૂટી પડે,
તિમિર વિણ જીવનતું સ્વપ્ન ક્યાંથી?
વિશ્વમાંથી કદી કાઢી લ્યો પ્રકૃતિને,
તો પ્રભુ પણ ઉડી જાય ત્યાંથી!

૧૧૪

માનવીજીવનમાં દુઃખનાં વાદળાં
ઘોર ઘેરાઈ આવે ઘડીમાં;
જીવનની જ્યોતિ ઢંકાઈ લાગે તહીં,
તિમિરપદ આવતાં જોય ધીમાં;
આંખથી આંસુના મેઘ ધોધે વહે,
છાતીમાં થાય તોફાન ઘેરાં;
જીવનના મ્હોર તો સર્વ લાગે ખર્યા,
ને ઉડે સ્વપ્ન સૌ બાવિકેરાં.

દુઃખની ચીસમાં દુઃખની તીવ્રતા
વિશ્વના અણવીંધ્યા મર્મ વીંધે;
જીવનમાં કૈંક પડછંદ કુંળા ઊઠી
જીવનને વિશ્વની પાર ચીંધે;
દુઃખમાં હૃદયનાં મોતીડાં નિગળે,
સ્વપ્નના મેલ સૌ ધોય આંસુ:
દુઃખના તિમિરભર વાયરા વાય, ત્યાં
વાળી દે જીવનની કૈંક પાંસુ.

૧૧૬

દુ:ખ દુનિયા વિષે ક્યાં નથી, દાખવો !
　　દુ:ખ દુનિયાનું છે સ્થાયી દેવું :
પ્રકૃતિને પ્રાણના આંસુથી આપવું,
　　આપવું પ્રકૃતિ એ આદ્ય જેવું ;
આપવું તો ખરી વીરતાથી બધું,
　　હૃદય કાયર બની જીવન હારે :
સિંધુ દે વારિ નિજ શોષવા સૂર્યને,
　　ને સદા ઉછળતો મોજ મારે !

થાય તોફાન આકાશ ઘેરી બધું,
　　પૃથ્વીમાં વૃષ્ટિ ને રેલ રેલે ;
સૂર્ય સંતાય, અંધાર ઘેરાય ને
　　સર્વ દેખાય ડુબતું કવેળે ;—
જાય તોફાન ને શાંતિ ફેલાય ત્યાં,
　　થાય આકાશ નિર્મળ પછી શું !
જીવનઆનંદ તો જીવનકલહે વધે,
　　દુ:ખ સુખનુંજ વિવરણ નથી શું ?

૧૧૭

અણહક્યાં દુઃખને સહન કરવાં જગે,
એજ છે જીવનનો વિજય મોટો:
તેલની કોક તાતી કઢામાં પડી
ખીલતો જીવનનો ફૂલગોટો;
સહનતાકેરી આંખો ચગી રહે બધી,
ધૈર્યના પાદ નગધાર પૂગે;
તોય દઢતા ન મૂકી સહુ એ બધું
માનવીમર્દ નિજ વદન મૂંગે!

આશને રાખતાં આશ પણ દે દગો,
કે અગસ્ત્યે દીધા વાયદા દે;
રાત જાણે નહીં કાલ કાલે ઉગે,
કે ઉગે કેક માસે પ્રમાદે;
દુઃખ નહીં તોડતું જીવનને કો રીતે,
જીવન તૂટે ધરી ભીતિ ચિત્ત:
ખીણને દેખતાં ખાઈ ચકરી પડે,
તેહ ગિરિશિખર તો કેમ જીવે?

૧૧૮

તેજ અંધારની પાર અવકાશમાં
એક નિર્મળ મહાતત્ત્વ વ્યાપે;
સર્વ તત્ત્વો ઝરી ત્યાંથી નિજ રૂપ લે,
વિવિધ મિશ્રણથી વ્યક્તિત્વ થાપે.
એ મહાતત્ત્વ છે મૂળ આ વિશ્વનું,
પૂરતું રસ સદા વિશ્વવૃક્ષે;
પરમ ચૈતન્યમાં અદીઠ પથરાઈ તે
ખીલવવા વિશ્વસૌંદર્ય લક્ષે.

તેજ સંકેત છે પરમ ચૈતન્યનો,
તેમ અંધાર મહાતત્ત્વ કેરો;
તેજ અધાર ગુંથાઇને વિશ્વમાં
સકળ સંસાર સરજે અનેરો;
એ મહાતત્ત્વસંકેત અંધારમાં
જાય ચૈતન્યનું તેજ ફૂટવા;
એજ છે વેદના વિશ્વઅંતરતણી,
ચાહ જ્યાં તેજ આનંદ લૂંટવા!

૧૧૯

માનવી જોય અંધાર આ જગતમાં
દુઃખ ને શોકનો ઠામઠામે;
જીવનનાં ચિત્ર પ્રતિપળ ચુંથાતાં કરે
સબળ ફરિયાદ વિધિન્યાય સામે;
જગતઅંધાર આ જગત સર્જન કરે,
કે કરે જગતનો નાથ એને?
કે વસ્યો માનવીમાંજ અંધાર એ,
જોડિયો જન્મની સાથ જેને?

વાદળાં પણ બધાં સૂર્યસંતાન છે,
સૂર્યની જ્યોતિ સંતાય વીજે;
જ્યોતિના ફલક શો એમ અંધાર એ
માનવી આંખની ઝલક ભીંજે;
સૂર્યના ભવ્ય તડકા વિષે ઝબુકતી
વીજળી કોઇએ ક્યાંહીં દીઠી?
છેજ અંધાર નો છેજ ત્યાં જ્યોતિ એ:
સખત તડકા વિષે છાય મીઠી!

૧૨૦

જીવનના કલહને કો ન ડારી શકે
ખળભળી રોજ ફરિયાદ કરતાં ;
જીવનમાં અવનવું આવતું જાય, તે
અનુભવી સેવું સૌ શાંતિ ભરતાં ;
જીવનનો અર્થ આ વિશ્વ જે માગતું,
તે મળે એમ પિલતાં જીવનને ;
માટીનો પિંડ અફળાઇને શું કરે,
છે સદા વશ જીવનના મથનને.

જીવનની ડાંખળી પિંડમાં છે ઉગી,
ફૂલ તેનું ફૂટે આત્મમાંહીં ;
વાયુ તોફાનમાં નિત્ય ઝોલાં ભરી
પત્રપુષ્પે રહે ખીલી ત્યાંહીં ;
પિંડને પિંડનું ઘો ગમે તે થવા,
હૃદયચૈતન્ય ધૈર્યે ઝગારે :
પાંદડાં પવનથી ત્રાસતાં ખડખડે,
ફૂલ તો શાંતિમાં મૌન ધારે !

## ૧૨૧

પ્રકૃતિની શક્તિ જ્યાં વિકસવા જાય, ત્યાં
　　માનવીને ભરે દુઃખભાસે ;
જીર્ણને તોડવું, નવલ કંઈ જોડવું :
　　શક્તિ પ્રતિદિન મથે એ પ્રયાસે ;
થાય સર્જન નહીં દુઃખગર્જન વિના,
　　દુઃખનો એજ છે ભેદ પૂરો :
વીજનાં દહન ને થાય ઘનગર્જનો,
　　ને સભર વરસતો મેઘ શૂરો.

માનવીજીવનને રોજ વિકસાવવા
　　પ્રકૃતિની શક્તિ એ મથન કરતી ;
દેહમાં દેહનાં મથન વેદન કરે,
　　હૃદયમાં હૃદયનો ભાર ભરતી ;
જીવનનો કલહ છે જીવન બહલાવવા,
　　કલહ વિણ જીવનની ન્હોય પૂર્તિ ;
દુઃખદર્શન પછી થાય સર્જન સદા:
　　દુઃખ છે શક્તિની પરમ મૂર્તિ !

૧૨૨

પ્રકૃતિની શક્તિ આ સર્વને તોડતી,
લાગતા શક્તિના ઘા નમેરા;
પાપ કે દુઃખ કહો, હેય કે અધમ કહો,
સર્વ ઉત્પાત એ શક્તિકેરા;
તોડતી તે ફરી જોડવાને બધું,
પીડતી અંત્ય આનંદ દેવા:
શ્રેયને વ્યક્ત કરવા જતું હેય સૌ,
શક્તિના એ ચમત્કાર કેવા!

સત્ અસત્ દર્શનો બુદ્ધિ ને શક્તિનાં:
સત્ બધું બુદ્ધિનું તેજ ધારે;
બુદ્ધિ ને સત્ રહે વીંટી સૌ સૃષ્ટિને,
ત્યાં અસત્ શક્તિનું કાર્ય સારે;
એજ છે શક્તિ માયા, તમસ્ ને અસત્,
અહ્રિમન્ એજ જરથોસ્ત કેરો;
એજ સેતાન છે ખ્રિસ્ત મૂસાતણો,
એજ આ વિશ્વનો રંગ ઘેરો!

૧૨૩

દૃષ્ટિ સામે થતા કૈંક ઉત્પાત આ
જોઇને માનવી ધૈર્ય ખોતો;
ઘડીક આ પ્રકૃતિમાં તુમુલયુદ્ધો થતાં,
કંપતો સભય તે સર્વ જોતો;
પ્રકૃતિનાં કૈંક પરિણામ નિર્દય દિસે,
જોતજોતાં મરે જન હજારો;
પ્રકૃતિની ક્રૂરતા જોઈ વિસ્મય થતો
માનવી એમ મૂંઝે બિચારો.

ધરતીકંપો થઈ નગર કો તૂટતાં,
તો નવી ભૂમિલીલા રચાતી:
થાય તોફાન ને વ્હાણ કો ડૂબતાં,
તો હવા પૃથ્વીની શુદ્ધ થાતી;
યુદ્ધ ને મરકીમાં પ્રાણ લાખો પડે,
ને બને પૃથ્વી સમતોલ પાછી:
લાભ કે ખોટમાં જીવન વ્હેતું જતું:
શું જુએ માનવીદૃષ્ટિ આછી?

૧૨૪

પ્રકૃતિની શક્તિનાં સર્વ સ્પષ્ટીકરણ
વિશ્વ પરિવર્તનોથી ચલાવે ;
ધરતીકંપો, મહાવૃષ્ટિ, વંટોળિયા,
પૃથ્વીમાં શુદ્ધિ પાછી સ્થપાવે ;
બળું બળું થાય આકાશ ખુબ તાપથી,
કૈંક સૂકાય ખડકાય ખાકે ;
એજ તાપે અમીવૃષ્ટિ વરસે બધે,
એજ તાપે સભર પાક પાકે.

તો પછી દુઃખ સંતાપ ને ક્લેશ શું,
ને બધા વેદનાના પુકારો ?
તો પછી શોક નિઃશ્વાસ ને આંસુ શું,
ન્યાય અન્યાયના શા વિચારો ?
આ બધી વેદના, આ બુરાઈ બધી,
શ્રેયસીડીતણી છેજ પગથી :
એજ પગથી ઉપરથી જવું સર્વને,
તો જવું કેમ ના વીર ડગથી ?

૧૨૫

સર્વ આ પ્રકૃતિ કો મહાકળા જેવી છે,
    વિરલ અદ્દભુત દિસે દર્શ એનું;
પરમ પ્રભુની જહીં સિદ્ધ અંગુલિ ફરે,
    ત્યાં ઊઠે પૂર્ણ મહાગાન તેનું;
પૂર્ણ સંવાદ એ મહાકળામાં વસે,
    કો કળાવંત તે પૂર્ણ જાણે;
માનવીનું શ્રવણ અલ્પ અધુરૂં રહ્યું,
    કેમ સંવાદ એ સિદ્ધ માણે?

જે દિસે ભિન્નસ્વરતા વિસંવાદ અહીં,
    તે હશે ગાનસૂરો અજાણ્યા;
સર્વ સંવાદસૂરો મહાવિશ્વના
    માનવીએ હજી ના પિછાણ્યા;
ભિન્નભાવો, વિસંવાદ ને દુઃખ આ
    જે દિસે જગતમાં ઠામઠામે,
તે બધા વિશ્વસંવાદના સૂર થઈ
    વિશ્વના શ્રેયનો ઠાઠ જામે!

૧૨૬

કો મહાશિલ્પી કેરા કળાભવન શું
ભવ્ય આ વિશ્વનું ભવન ભાસે ;
કંઈ ઘડાઈ ઘડાતી અહીંતહીં પડી
આ કળામૂર્તિઓ આસપાસે :
વિશ્વચૈતન્ય પ્રભુ આ રહ્યો છે ઘડી
મૂર્તિઓ સર્વ અદ્‌ભુત કળાથી ;
રૂપ જેવાં તરી કલ્પનામાં રહ્યાં,
રૂપ તેવાં ઊઠે મૂર્તિમાંથી.

આપણી મૂર્તિઓ છે ઘડાઈ રહી,
કોણ જાણે થશે કેવી અંતે ?
જેવું પ્રભુકલ્પનામાં હશે રૂપ એ,
તેવું તે આ ઘડ્યો જાય ખંતે ;
છીણી એની સતત કોતરી આ રહી,
ઉપર પળપળ પડી રહી હથોડી :
શિલ્પીએ ધાર્યું તે રૂપ ત્યાં આખરે
નિકળશે વ્યર્થ સૌ અંશ તોડી !

૧૨૭

સર્વ આ આપણાં જીવનની જગતમાં
મૂર્તિઓ જે રહી છે ઘડાતી,
અણદીઠી કો હથોડી અને છીણીથી
તે રહી પળપળે કોતરાતી ;
આપણા જીવનની એજ છે વેદના,
એજ સંતાપ છે દુ:ખઘેરા ;
પળપળે તૂટતું જાય કંઈ જીવનથી,
ને ઊઠે ઘાટ અભિનવ અનેરા !

એ મહાશિલ્પી ને એ મહાકવિતણી
પરમ સર્જનકળા છેજ એવી :
વ્યર્થ સૌ અંશ તોડી છણી નાખીને
મૂર્તિ કલ્પિત કરે સિદ્ધ તેવી !
તો પછી જીવનથી જે છણાઈ જતું,
તે થકી શોક શા કાજ કરવો ?
વસ્તુ કે વ્યક્તિનો અર્થ નવ કંઈ રહ્યો,
તે જતાં ઊપડશે ઘાટ ગરવો !

૧૨૮

ઘાટ આ જે ઘડાશે જીવન આખરે,
તેની થઈ પ્રથમથી રૂપરેખા;
જીવન પૂરું ઘડાઈ રહે તે પછી.
દે ત્હીં જીવન નિજ પૂર્ણ દેખા;
તો અધીરા થવું કેમ ગભરાઈને
વ્યર્થ ભયથી હૃદય ગુંગળાવી?
લઘુ જીવનનો રહ્યો કંઈક આનંદ તે
આજ શા કાજ દેવો ગુમાવી?

પાનખરમાં ખરે વૃક્ષથી પત્ર સૌ,
ને બને વૃક્ષ ત્યાં હાડપીંજું;
પણ રડે તેજ જેણે નવાંકુરથકી
તે ફરી ઝૂલતું ત્યાં ન દીઠું;
જે છણાયું, ગયું, તે નકામું બધું;
જે રહ્યું તે નવું તેજ ધારે:
સર્વ સૂકું ખરી જાય આ જીવનથી,
નવલલીલા થવા જીવનક્યારે!

૧૨૯

છો બધાં દુઃખ ખાતાં હૃદય કોતરી,
 છો બધી વેદના દેહ પિલતી;
છો બધાં કષ્ટ સંસારને વીંટતાં,
 છો બધી વ્યાધિ આરોગ્ય છિલતી;
છો વ્યથા આવી અણધારી ઘા મારતી,
 છો બધા ક્લેશ ઉરમ્હોર ચૂરતા:
જીવન આ જાય કચડાતું લાખો રૂપે,
 તોય નહીં જીવનની જાય સુરતા.

દુઃખ જ્યમ જ્યમ દિસે જીવનમાં વાધતું,
 જીવન ત્યમ ત્યમ દિસે અધિક મોંઘું;
જીવનઆસ્વાદ પણ હોય બહુ છાછરો,
 જીવનનું મૂલ્ય જ્યાં હોય સોંઘું;
જગતમાં જીવન જે મધુરમાં મધુર છે,
 તે અધિક દુઃખમાં રહે દળાતું:
મિષ્ટમાં મિષ્ટ ફળ વૃક્ષ પર હોય તે
 કીટ ને પક્ષીનો ભક્ષ થાતું!

૧૩૦

વિશ્વનું વ્હાણ પૃથ્વીકિનારે રહી
માલ કંઈ કંઈક ખાલી કરે ત્યાં;
દિવસ ને રાત શી તેજ અંધારની
ટોપલીઓ ચડે ઉતરે ત્યાં;
આવતા ને જતા માનવીને મળે
તેજ અંધારનાં એમ ચટકાં:
માનવીઆંખ અંજાય એ એકથી,
જોય એ એકનાં સતત લટકાં!

તેજ અંધારની રજ ઉડે પૃથ્વીમાં,
માનવી ત્યાં કશું એક ઝાંખે?
નહીંજ અંધાર તારાકણી વિણ દિસે,
નહીંજ કો તેજ અંધાર પાખે;
શુદ્ધ અંધારમાં અંધ છે માનવી,
શુદ્ધ તેજેય તે થાય અંધો:
સ્વર્ગગંગા સમું આછું ને ઊજળું
તેજ આ મોહ્ય સંસાર સંધ્યો!

૧૩૧

સ્વાત્મપ્રેમે બધી જગતલીલા દિસે,
સ્વાત્મપ્રેમે બધો રસ જીવનમાં:
સર્વ આ તારૂં ને મારૂં ઉપજ્યું જગે,
તે પડ્યું સ્વાત્મપ્રેમે મથનમાં;
હું ચડું સર્વથી, હું વધું સર્વથી:
એજ તૃષ્ણા સકળ હૃદયકેરી;
સારૂં નરસું બધું સમજવા માનવી
સ્વાત્મપ્રેમે ભરે નિજ કચેરી.

હું અને તું બધા સતત લડતા રહે,
ઘડીક લાગે જગત સ્વાત્મ માટે;
મારૂં-તારૂં થતું, જગત વ્હેતું જતું—
ને બધા આવી રહે મૃત્યુઘાટે;
હું અને તું ન રહે, મૃત્યુમાં સૌ વહે,
ને પછી બેઉ બદલાઈ જાશે:
સ્વાત્મપ્રેમે રહે પ્રેમ કોનો નહીં,
હું અને તું પછી શું ગણાશે?

૧૩૨

માનવી ઝેરને જોઈ જ્યાં ત્યાં રહ્યો,
ઝેરથી જગત લાગે ભરેલું;
સૂર્ય ને ચંદ્રના ડાઘ જોતો ફરે,
પૃથ્વી ને સિંધુનું જોય મેલું;
ઝેરની આંખને ઝેર ઝરતું દિસે,
અમૃતની આંખને અમૃત ભાસે :
રજનીમાં અમૃત વેરાયું તારા સમું,
જોય અંધાર તે નિત્ય ત્રાસે.

તેજ અંધારનું વિશ્વપટ છે બન્યું,
અમૃત ને ઝેર પણ હોય તેમાં;
નીર ને ક્ષીર જૂદાં કરી દેખતી
હંસની દૃષ્ટિ છે સિદ્ધ એમાં;
અમૃત ને તેજની સતત ધારા વહે,
તોય નત આંખ તે નવ નિહાળે :
ચંદ્ર રેડે સુધા સ્નેહની, તોય આ
રાત્રિ નો શ્વાસ પર આંસુ ઢાળે !

૧૩૩

જેહ નરસું દિસે સ્પષ્ટ આ દૃષ્ટિએ,
તે ન નરસું હશે કાંઈ મૂળે;
જગતના શ્રેય કાજે હશે પીડતું
ખાસ નરસું બધું દુઃખશૂળે;
ક્રારી કરવત સમી ધારનાં પાન ને
તીવ્ર કાંટા ઉગે પ્રથમ છોડે,
પણ પછી પુષ્પ ગુલાબ કેવું ઉગે
ચૂંટવા તે બધું જગત દોડે!

શું થયું અળશિયાં ને કીડા કંઈ મરે,
ને ઉગે પાક જગ કાજ ક્ષેત્રે?
શું થયું આંસુધારા વહે એવડી,
ને નવી જ્યોતિ ઝળકાય નેત્રે?
શું થયું છાપરાં કો ઉડે ને પડે,
ને નવાં ત્યાં કળાભવન ઊઠે?
માનવી વેંતભર જોઈ સામે રડે—
જગતને બક્ષવા જગત લૂંટે!

૧૩૪

સારૂં કે નરસું નથી એક આ જગતમાં,
યુગયુગે નવનવાં નામ ધરતાં;
દેશ ને કાળ સાથે રહે બદલતાં,
જાત ને ભાતની સાથ ફરતાં;
એક કાળે ગણાતું જગે સારૂં, તે
થાય નરસું વળી અન્ય કાળે;
માનવીની બધી સગવડો સાધતું
સારૂં કે નરસું ઉરયંત્ર ઢાળે.

જે મને પીડતું, જે મને ભીડતું,
તે મને સર્વ નરસુંજ લાગે;
જે મને રીઝવતું, ભાવથી ભીંજવતું,
તેજ સારૂં ગણું હૃદયરાગે;
એકનુ સારૂં તે નરસું છે અન્યનું,
ગુંચ એ ગુંચવતી પ્રકૃતિ સંધી:
રાતને નહીંજ વ્હાતું રતાંધળુંજ કો,
દિવસમાં ઘુવડની આંખ અંધી!

૧૩૫

ક્યાં સુધી સારૂં કહેવાય આ જીવનમાં,
ને થશે નરસું એ કોણ હામે?
કઈ પળે દિવસ આ દોડી અટકે નભે,
કઈ પળે રાત્રિ આરંભ પામે?
છાય એકેકની એમ ભળતી રહે,
જીવનસંધ્યા રહે ત્યાં ગુંચાતી;
સારૂં ને નરસું કરતો રહે માનવી—
જીવનસંધ્યા તહીં લુપ્ત થાતી!

દિવસ ને રાત વચ્ચે રહ્યું હામ, ને
દિવસ ને રાત વચ્ચે પલકવું;
જીવન એવું મળ્યું માનવીને અહીં,
પલક સંધ્યા સમું રહી મલકવું;
જીવનને જે મળ્યું પરમ ચેતન જગે,
તેજ વિસ્તારી તે શું ન ગુડશે?
જે દિવસમાંથી સંધ્યા-સરી આવી, તે
દિવસના રંગ ઉર ધારી ઉડશે!

૧૩૬

વિધિ કહો, ભાગ્ય કહો, કર્મ કે નસીબ કહો—
માનવીએજ એ ભૂત સરજ્યું :
કાર્યનું કોઈ કારણ કશું ના દીઠું,
ઘન વગર કેમ આ ગગન ગરજ્યું !
જગતશિર આખરે ભાગ્ય એ સ્થાપિયું,
ને હવે જગતને ભાગ્ય લૂટે :
માનવી આપડો ભાગ્ય સંભારતો
ભાગ્ય નહીં તદપિ નિજ ભાલ ફૂટે !

માનવીએ હશે કહીંક પોતે લખ્યું,
કે લખ્યું કોઇએ કંઈ લખાવ્યું ?
નહીં હતો દિવસમાં તારલો એક, તો
રાત્રિમાં ક્યાંથી એ જૂથ આવ્યું ?
જીવનના નિયમમાં જીવન વ્હેતુ જતું,
માનવી પૂર્ણ ક્યારે પ્રમાણે ?
કલમ આ અંધ પોતેજ લખતી બધું,
તોય ના હાથ કે અર્થ જાણે !

૧૩૭

કર્મથી જો મને જન્મ આ છે મળ્યો,
તો ભલા જન્મને હું કરૂં શું?
આ બધા દોષનો ક્યમ હું માલિક થયો?
કર્મ કે હું કરૂં? કહો ખરૂં શું?
કર્મથી જો મને જન્મ સાથે મળ્યાં
આ બધી લક્ષ્મી ને જ્ઞાન મારૂં,
તો બધા શે મને વ્યર્થ પૂજી રહ્યા?
છે ન મારૂંજ એ સર્વ સારૂં.

કર્મ આ જન્મ દઈને મને દોરતું
સ્વર્ગ કે નરકમાં જો ધકેલે,
તોય એ કર્મ મારીજ સાથે વસે,
હું કરૂં ત્યાં કશું કર અકેલે?—
માનવી એમ આ ભૂત ઉપજાવીને
ભૂતથી કેમ બંધાય વહાઈ?
માનવીઆત્મ છે તેજનો પુત્ર તો
હાય શું વ્યર્થ આ શી લડાઈ?

૧૩૮

જાતિનાં બંધનો, જ્ઞાતિનાં બંધનો,
બંધનો કૈક વળી ધર્મકેરાં:
માનવી એમ બંધાઇ નિજ બંધને
સરજતો દુ:ખ પોતે નમેરાં;
છે નિયમ સર્વની પ્રગતિ માટે જગે,
નહીંજ તે વ્યક્તિસ્વાતંત્ર્ય હરવા;
હોડીમાં બેસવું તીર સામે જવા,
નહીંજ અન્યોન્યને જકડી ધરવા !

જ્ઞાતિઓ, જાતિઓ, ને સમાજો બધી,
તેમ આ ધર્મના સર્વ પંથો,
માનવીએ બધું જે સુખાર્થે રચ્યું,
તેજ તેને ભરે દૈત્ય દંતો !
સર્વ એ હોડી હો માનવીપ્રગતિની !
સર્વની સફર છે એક તીરે:
કેમ તીરે કદી હોડી એ લઈ જશે,
જો પડે સર્વ બંધાઈ નીરે ?

૧૩૯

આ બધી ધર્મની શી ક્યાકચિ થતી,
આ બધા ધર્મના શા બખેડા?
માનવું હોય તે સર્વ માનો ભલે,
પણ કશા જગત પર જુલમવેડા?
એજ છે જગત ને એજ છે માનવો,
એજ લોહી વહે સર્વ રગમાં;
સર્વની જ્યોતિ છે સર્વને કાજ, ત્યાં
ધર્મઝગડા કશા વ્યર્થ જગમાં?

બુદ્ધિ ને હૃદયને જેવી બારી મળી,
પામશે તેવી તે વિશ્વજ્યોતિ:
સર્વ છીપે ન સરખાંજ મોતી મળે,
કે ન છીપે છીપે હોય મોતી;
માનવું હોય તે સર્વ માને ભલે,
કે પછી સિંધુમાં સર્વ વામે:
જગતમાં દુઃખ ને જુલમ શું છે કમી,
કે વધારો બીજાં ધર્મનામે?

૧૪૦

આ બધા ધર્મના મર્મ જૂદા દિસે,
આ બધા ધર્મની વાન જૂદી;
સર્વ નિજ ધર્મની જાળમાં જકડવા
અન્યને જાય નિજ સ્થાન કૂદી;
ધર્મની જાળના છેક જૂદા જૂદા
માનવીએ ધર્યા હાથ છેડા,
એકને ખેંચતાં અન્ય ખેંચાય, ને
થાય ત્યાં ધર્મનામે બખેડા.

છે પિતા એક પરમેશ જે સર્વનો,
તે પિતા એમ સુંથાય જગમાં;
જે પિતા સ્નેહનો પરમ ભંડાર છે,
તે પિતા તો રડે પ્રેતઢગમાં!
દિવસના કીટને રાત્રિની ગમ નહીં,
તોય રહે લડીવઢી રાત્રિ કાજે:
માનવી ધર્મનામે અધર્મો કરે,
કે રીઝે ઇશ પૂજા નિમાજે!

૧૪૧

ખ્રિસ્તીઓ કહે, અમારો ગ્રહો ધર્મ, તો
 સ્વર્ગનાં દ્વાર સૌ થાય ખુલ્લાં;
વચન દીધું અમારાજ પયગંબરે,—
 શું બકે વ્યર્થ આ કાજી મુલ્લાં?
વચન જે દીધું ઇશુએ ન ભૂલો તમે,
 પાપ સૌ માફ કરશે તમારાં;
ચાર સ્ત્રીઓ કરી બાંગ મારો ભલે,
 ઇસુ વિના સ્વર્ગ સૌનાં ઠગારાં!

મુસ્લિમો કહે, ખુદા છે તમારો કયો?
 ભૂત કે બાપ કે ખ્રિસ્ત બેટો?
સ્વર્ગવ્યાપારના ભાગિયા ત્રણ કીધા,
 ભાગિયો કોણ ત્યાં પ્રથમ ભેટો?
એક અલ્લા અમારો બહિસ્તે વસે,
 એક અલ્લાતણા સર્વ બંદા;
મુસ્લિમો જઈ બહિસ્તે હુરી પામશે:
 કાફિરો શું કરો મોલકંદા!

૧૪૨

પાદરીઓ કહે, હિંદુઓ સૌ તમે
નહીં ગણો સ્વર્ગનો એક સ્વામી;
ક્રોડ દેવોતણાં પૂતળાં આ કરી
પથ્થરે વેઠ માંડી નકામી!
પદપદે, દમદમે, લાખ જીવો હણો,
ને અહિંસાતણી ડિંગ મારો:
હો ભલા, પણ સ્વીકારો ન અમ સ્વામી તો
નરકમાં દ્વાર થાશે તમારો!

હિંદુઓ કહે, સુણો ખ્રિસ્તિ ઇસ્લામીઓ!
આ તમારાં બધાં સ્વર્ગ પાપી;
જીવતા જીવ મારો તમે પળપળે,
ભક્ષતા સુવર ને ગાય કાપી:
છીછરી ફિલસુફી આ તમારી સુણી
મૂઢ અમ ઊંટ પણ ચાહ્ય હસવા:
શ્વાનના શોખિનો સર્વ જશો તમે
શ્વાનરૂપ નરકમાં નિત્ય ભસવા!

ધર્મવાદનું કુમ્મસ

બ્રાહ્મણો, પાદરીઓ અને કાજીઓ
સર્વ નિજ શાસ્ત્રને શ્રેષ્ઠ થાપે :
બસ અમારોજ આ ધર્મ તો છે ખરો,
એમ કહી સ્વર્ગની લાંચ આપે !
સૌ વિધર્મી જશે નરકના કુંડમાં,
નરકની આગમાં ત્યાં ભુંજાશે :
સ્વર્ગની લાંચ ને નરકના ભયથકી
માનવી શું ખરો ધર્મી થાશે ?

સ્વર્ગ ને નરક તો જે હશે તે ખરાં,
શુભ કો સ્વપ્નનાં ચિત્ર અધુરાં ;
સ્વપ્ન જો એકનું હોય મધુરૂં ઉરે,
તેજ શું સર્વનાં સ્વપ્ન મધુરાં ?
સ્વર્ગમાં શું જશે પાપ લાખો કરી ?
નરકમાં શું પડે પુણ્ય સાધે ?
સ્વર્ગ કે નરક કો મોકલી શું શક્યો
કોઈ પણ ધર્મની ચિઠ્ઠી દાધે ?

૧૪૪

સ્વર્ગ તે શું હશે, નરક તે શું હશે ?
શું હશે જીવન પરલોકકેરૂં ?
માનવી રોજ એ સ્વપ્ન સેવી રહ્યો,
વિશ્વનું ગુહ્ય કંઇ એ અનેરૂં;
સાધુસંતોતણાં વચન કંઈ સાંભળે,
ને સુણે દેવવાર્તા ઉમંગે;
આશ ને ભય વિષે કર્મ કંઈ કંઈ કરી
જીવન એ સ્વપ્નરંગેજ રંગે.

સ્વપ્નનાં સ્વર્ગ ને નરક હો તે રહો !
માનવી નહીં કદી જોય આંખે :
સિંધુમાં મચ્છ ને પક્ષી આકાશમાં,
તેમ શું સ્વપ્નભૂમિમાંય ઝાંખે ?
સ્વર્ગ ને નરક તો પૃથ્વીમાંહીંજ દિસે :
વસ્તુને જોવી કે જોવી છાયા ?
સારૂં નરસું જીવન જગત જે જોગવે,
સ્વર્ગ ને નરકના તેજ પાયા !

૧૬૫

મૃત્યુ તો સર્વને માટ આખર રહ્યું,
તદપિ આ હૃદયને વસમું લાગે;
આપણાં આશ વિશ્વાસ ને સ્નેહ સૌ
સતત વહેવાજ પરજીવન માગે;
તોય પરજીવનની ભૂમિ એ ભયભરી
માનવીએ રચી છેજ પોતે;
નરક ને નરકના અગ્નિ ને દૈત્યમાં
જીવનાં જીવનનું નરક ગોતે!

કે લઘુ જીવનનાં દુ:ખ શું ન્યૂન કે
એમ મોટાં કરી ત્યાં બનાવે?
જીવનનો શુદ્ધ આનંદ જે આજનો,
તે વૃથા ભય ધરીને ચુંથાવે;
સેંકડો તીવ્ર કાંટાની વચ્ચે ઉગી
જીવનનાં ફૂલ એ ચાર ખીલે;
કેમ સૌંદર્ય, સૌરભ વિરલ તેહનાં
માનવી અહીંજ નહીં પારખી લે?

૧૪૬

પાપ બીજી હવાંએ કીધાં કંઈ હશે,
　　ભોગવે માનવીજાત તેથી,
સર્વ આદમબાવાતણા વંશજો
　　પામતા પાપફળ એ બધેથી;
યુગયુગોથી મરે સર્વ પીડાથકી,
　　ને પછી નરકમાં વાસ પામે;
આદમે ને હવાંએ કીધાં પાપ, ને
　　માનવે કર્યું ના કોઈ કામે!

કેમ અન્યાય આરોપવો નાથને,
　　જે દયાસિંધુ ન્યાયી સદાનો?
એકને પાપ જો માનવી સૌ મરે,
　　તો રહે જગતમાં ન્યાય ક્યાંનો?
જ્ઞાનફળ ખાય તે નરકમાં જાય, તો
　　મૂર્ખ તે સ્વર્ગથી નરક સારૂં;
આદમે ને હવાંએ કીધાં પાપ, તો
　　માનવી પામિયો જ્ઞાન ન્યારૂં!

૧૪૭

જ્ઞાનફળ આદમે ચાખતાં તેહને
મૂકિયો સ્વર્ગથી બ્હાર દેવે,
જીવનફિલસુફી ને જીવનકવિતા બધી
જાય સૂઝાઈ સિદ્ધાંત એવે;
પાપનું બીજ જો સ્વર્ગમાહીં ઉગ્યું,
તો પછી સ્વર્ગની શુદ્ધિ ક્યાંથી ?
પ્રભુતણી શ્રેષ્ઠકૃતિ માનવીને અરે
સર્પઆચાર ફેંકીજ શાથી ?

મૂળ એ પાપનું વૃક્ષ વિસ્તારતાં
જગતની જ્યોતિ છવરાય સઘળે;
સર્વ આનંદલાલી પડે ઝાંખી, ને
પાપ પથરાય પ્રત્યેક ડગલે;
સ્વર્ગથી પાપ આરોપ જે પામિયો
માનવી તે નહીં પાપ ભૂલે:
અગ્નિથી ઉપજીને અગ્નિને બાળતી
રાખ તે નહીંજ ઉપજાવી ચૂલે !

૧૪૮

આ તમારા બધા દેવ શું આપશે,
જેની પૂજા કરી રોજ માગો ?
જે રહ્યા છેજ બંધાઈ એ નિયમથી,
તે ન ઠેલી શકે એક ધાગો :
પુષ્પ ને પત્ર ને દીપ ને ધૂપથી
ભોગ કંઈ દેવને કાજ મૂકો,
ને પછી અણદીઠા દેવ બોલાવવા
ઘંટ મારો કિંવા શંખ ફૂંકો !

દેવ શું હીનચારિત્ર્ય એવા હશે,
કે પરમ દેવનો નિયમ તોડે ?
શું હશે લાંચિયા ચાંચિયા દેવ કે
એકને લૂંટી રહે અન્ય જોડે ?
માનવી છળ કરી જગતને છેતરે,
છેતરે દેવને ભોગ ધરતો ;
માનવી આખરે આત્મ નિજ છેતરી
અધિક સંતાપમાં રહે ઉતરતો !

૧૪૯

આ તમારા ફિરસ્તા અને દેવ હો,
ઉચ્ચ એ ભાવના હો તમારી,
માનવીથી અધિક શક્તિ ને ગુણભર્યા
એ બધા આત્મની હસ્તી ધારી ;—
હોય તોપણ કશી સાખ કોની મળી ?
હોય તોપણ મળ્યું કોણ જાતે ?
હોય તોપણ વસે ગુપ્ત ને દૂર સૌ,
કે વસે બાળકોકેરી વાતે !

આ તમારા ફિરસ્તા અને દેવ સૌ
માનવીકલ્પનાના સિતારા,
જીવનનાં સતત જળતાં રણે દીસતા
આંખને ઠારતા દૂર ક્યારા ;
માનવીહૃદયની મૂર્તિઓ એ બધી
માનવીને કશું ચાહ્યું આપે ?
દેવ જો આપીને દુઃખ સૌ કાપી દે,
તો નહીં માનવી રહે વિલાપે.

૧૫૦

આ તમારા ફિરસ્તા અને દેવતા
દિવ્યગુણ માનવીને નિમંત્રે;
માનવી દિવ્યગુણ સાધવા એ બધા
શે ન પોતે મથે જગતતંત્રે?
જોઈ જોઈ લીલા સૌ લીલાં વૃક્ષની
સર્પ ને કીટ કંઈ થાય લીલા;
દિવ્યગુણ ધારી ઉત્કર્ષ નિજ પામશે
માનવી તેમ થઈને મતીલા!

નીલ આકાશ આ દેખતાં દેખતાં
સિંધુજળ પણ બને નીલવર્ણું;
સૂર્યની શુદ્ધ કરજ્યોતિને ઝીલતાં
થાય સોનેરી શું કમલપર્ણું!
દેવના દિવ્યગુણ કલ્પનામાં વસ્યા,
તે ન કયમ માનવી ઉર ઉતારે?
આ તમારા ફિરસ્તા અને દેવ સૌ
બોલશે માનવી સાથ ત્યારે!

૧૫૧

આજ ધર્માધિકારી ન ધર્મે રહે,
તોય કહે છે બન્યાં લોક પાપી:
આજ વિજ્ઞાની રહે તત્ત્વશોધે મથ્યો,
નહીં શકે આત્મની શક્તિ માપી:
આજ કવિ દેવયુગ કલ્પનાના રચે,
પણ ઉરે દૈત્યનાં નૃત્ય ચાલે:
માનવીઆંખ આકાશને વીંધતી,
પણ ભરે હૃદય અંધાર વ્હાલે.

છે ભલું ધૂળમાં લોટવું, રાચવું,
ને જરા આંખમાં તેજ ભરવું;
છે ભલું મોજમાં દૈત્ય શું નાચવું,
ને જરા દેવની સાથ ફરવું:
પૃથ્વીની માટી ને સ્વર્ગનાં જળથકી
માનવીનું જીવન રહે ઘડાતું:
છેજ તેવો રહે અધમ કે પલટશે—
ભાવિ એ કાળઉદરે છુપાતું.

૧૫૨

માનવી સ્વર્ગને કલ્પનામાં ઘડી
લાવી તે મૂકતો પૃથ્વીપાટે;
સારૂં કે નરસું સૌ એમ આરોપતો
જાય ઘડતો બધું આપ ઘાટે;
જે રહ્યું હૃદયમાં, હૃદયનાં સ્વપ્નમાં,
તે રચાતું રહે આંખ સામે:
માનવી સ્વર્ગના નાથને પણ ઘડી
નિજ સમો, સહજ સંતોષ પામે!

માનવી તો કરે ભક્તિ એ નાથની,
પણ કરે ભક્તિ પણ આપસ્વાર્થે;
કૈંક વર માગતો પાય તે લાગતો,—
શું રહ્યું કે ફરી તેજ પ્રાર્થે?
જે અકળ શક્તિની છે ગહનતા અમિત,
તેહ ગજદોરીથી માપતો એ!
વિશ્વની ટંકશાળે બધે માનવી
છાપ નિજનીજ શો છાપતો એ!

૧૫૩

લોક કેવોક ઈશ્વિર હશે તેહની
કલ્પના નિત્ય કંઈ કંઇ ચલાવે,
જે રહ્યા રસ પૃથક્ માનવીજીવનમાં,
તેની રસમૂર્ત્તિ ઈશની બનાવે:
મનુજની ભાવના, મનુજની વાસના,
સર્વનો થાય આરોપ તેમાં;
ઈશ કો રાક્ષસી માનવી શું હશે,
માનવીથી અધિક શક્તિ જેમાં?

માનવી રીઝતો, ખીજતો, મારતો,
તેમ તેવોજ ઈશ્વિર બન્યો એ:
માત્ર તેવોજ નહીં: પણ અધિક બળભર્યો,
ને અધિક ઘાતકી પણ ગણ્યો એ!
થાય શૃંગારી, રણવીર કે કરુણ એ,
થાય ક્રોધી, ભયાનક કદાપી;
માનવી મૂર્ત્તિ નિજ અધિક ફૂલાવીને
ઈશની મૂર્ત્તિ દે જગત થાપી!

૧૫૪

માનવીએ ઘડ્યો નિજ સમો ઇશ એ,
ને પછી થાપિયો જગતમાથે:
ચોર ને શાહુકારો જઈ મંદિરે
પૂજતા એહને બેઉ સાથે;
બેઉ માગે વિજય ઇશ એવા થકી,
બેઉ નૈવેદ્ય સાથે ધરાવે:
લાંચિયો ઇશ કોને વરદ આપશે?
કોણ વધુ લાંચ ઇશને બતાવે?

અધમતા માનવીકેરી છે એટલી,
કે કરે અધમ આ ઇશ એવો?
ખેંચી પાતાળમાં લાવતો માનવી
ઇશ ને ઇશના ક્રોડ દેવો!
ખાન, મિષ્ટાન્ન ને પ્રાણના ભોગ લે,
જુલમ ને વાસનાથી ભરેલો:
ઇશ એવો જગતતંત્ર શું ચલવતો?
કેમ કો થાય એ ઇશઘેલો?

૧૫૫

બાલ્યકાળે બધે 'બાઉ' દેખાઇને
    બાળને અંતરે બીક લાગે;
આ કીધું, તે કીધું, અહીં ગયું, ત્યાં ગયું,
    'બાઉ' ત્યાં દેખીને બાળ ભાગે;
બાળ મોટું થતાં જાળ સમજાય, ને
    જાય એ 'બાઉ'ની બીક ધીમે:
ઉઘડતાં બુદ્ધિ ત્યમ માનવીની, જશે
    માનવીનો રચ્યો ઇશ સીમે!

ઇશ એવો હશે ક્રૂર ને ઘાતકી,
    કે સદા માનવીને રીબાવે?
નહીંજ ભૂંડું કદી હોય કીધું જગે,
    તોય એ માનવીને રડાવે?
ઇશ એવો ડરાવે ભલે જગતને,
    તદપિ એ ઇશથી સર્વ નાસે;
માનવી ધ્રૂજતો પૂજતો ઇશ એ,
    પણ જશે સ્નેહથી કોણ પાસે?

૧૫૬

શું ગુલામો બની એહવા ઇશિના
માનવી એમ એ ઇશિ પૂજે?
બેસી ગુંઠણ ઉપર કે પડી ભોંય પર
ઇશિ એ પૂજતાં સર્વ ધ્રૂજે;
ઇશિને રીઝવવા ઇશિની સ્તુતિ કરે,
ને ખુશામત કરે શીશ નામી:
સ્નેહ ઔદાર્યનો પરમ ભંડાર જે
ઇશિ તે શું કરાવે ગુલામી?

પરમ ધિક્કાર ને ભયતણા ભાવ સૌ
ઉપજતા એ ગુલામી વિષેથી;
જીવન ધિક્કારીને જગત ધિક્કારતો,
ક્લેશ કરી હારતો મનુજ તેથી;
માગતાં નહીં મળે, આશ કો નહીં ફળે,
ઇશિ એ નહીં ચળે કોઈ રીતે:
જીવન જો હોય કરવા ગુલામી સદા,
તો ન કો જીવવા ચાહ્ય પ્રીતે.

૧૫૭

આ બધા ધર્મવાદે વસે ધર્મ નહીં,
ધર્મનું એક છે મધ્યબિંદુ;
જેમ જેવાં ઝીલે સૂર્યકિરણો ઉરે,
તેમ તેવો ધરે ઘાટ ઈન્દુ;
ધર્મ કે સત્ય કે ઈશ્વરેચ્છા કહો,
વિશ્વનો નિયમ તો અચળ રહેતો:
નહીં હજી ધર્મ પૂર્ણેન્દુ શો કો ઉગ્યો,
પૃથ્વી પર પૂર્ણ તે સત્ય હેતો.

તો પછી કાફિરો બુતપરસ્તો કશા?
તો પછી મ્લેચ્છ ને યવન કેવા?
તો પછી નાસ્તિકો તેમ દુર્વદ શા?
કેમ કોને અધર્મીજ કહેવા?
સત્યને સર્વ ઇચ્છે ખરી ધૂનથી,
ધર્મને ભાવથી સર્વ માગે;
માનવીબંધુ હો સત્યપંથી બધા,
ને રહો સ્નેહી પૂર્ણેન્દુરાગે!

૧૫૮

ધર્મ જૂદા જૂદા જગતમાં છે થયા,
સર્વ જૂદી જૂદી વાત બોલે;
કેમ ખોટા કહીએ કદી કોઇને,
સર્વ એ સત્યનાં તોલ તોલે;
સત્યના પંથના સૌ પ્રવાસી દિસે,
સત્યને સર્વ જોતા દિગંતે;
સર્વની આંખમાં જ્યોતિ તે ઝબુકતી,
પણ નહીં પૂર્ણ પકડાય અંતે!

સત્યના પંથના એ પ્રવાસી બધા
પંથ કાપે સદા જોઈ સામે:
દૃષ્ટિમર્યાદ તો જાય ખસતી સદા,
કેમ સર્વાંગ તે સત્ય પામે?
સત્યમુખ દૃષ્ટિ છે સર્વની એમ ત્યાં,
સર્વ એ સત્યનું રૂપ દોરે:
વ્યર્થ આ ધર્મઝગડા કરે માનવી,
સત્ય નહીં એક વૃક્ષેજ મ્હોરે!

૧૫૯

સત્યનો છે ઇજારો ન કો ધર્મને,
તોય સૌ સત્ય નામે ઝઘડતા;
હું કહું તેજ સૌ છે ખરૂં, એમ કહી
અન્યના સત્યની સાથ લડતા;
ખ્રિસ્તિ, ઇસ્લામીઓ, બૌદ્ધ ને હિંદુઓ,
કેમ ક્રોડો જનો હોય જૂઠા?
સત્યનો ટોપલો શું મળ્યો એકને,
દે ભરી સત્યના તેજ મૂઠા?

માનવી કંઈ નથી યંત્રનાં પૂતળાં,
કે બધાં ચક્ર સરખાંજ ચાલે;
સત્ય કો વસ્તુ એવી નથી પ્રાપ્ય કે
માનવી સહજ નિજ હસ્ત ઝાલે;
સત્યની ભાવના છે જગત અંતરે,
કોઈ મર્યાદ તેની ન બાંધે;
સત્ય આકાશ શું છેજ દસદિશ રહ્યું,
સત્ય તે એક દિશ કેમ લાધે?

૧૬૦

સત્ય ને જૂઠની જાળ પળપળ જગે
માનવીબુદ્ધિમાં રહે વણાતી;
પળપળે વાયરા આવતા, ને તૂટી
જંતુની જાળ જેવી હણાતી;
હાલતાં પાણીમાં બિંબ પર્વતતણું
ધ્રૂજતું, ઊંધું, અવ્યક્ત લાગે;
નહીંજ એ રૂપ કંઈ શુદ્ધ પર્વતતણું;
વસ્તુને જોય તો ભેદ ભાગે.

નીતિવ્યવહારનાં જગતનાં સૂત્ર સૌ
જગતને જગતમાં જોડી રાખે,
પણ મહાસત્યની ઝાંખી કરવા ન કયમ
દૃષ્ટિ એ જગતની પાર નાખે?
જાળનાં ઘાટ ને રૂપ કંઈ કંઈ ફરે,
બુદ્ધિ એમાંજ શું જોતી મ્હોશે?
આત્મનાં તેજ વિણ બુદ્ધિ આ પાંગળી
કેમ એ જાળને તોડી જોશે?

૧૫૯

સત્યનો છે ઇજારો ન કો ધર્મને,
તોય સૌ સત્ય નામે ઝઘડતા;
હું કહું તેજ સૌ છે ખરૂં, એમ કહી
અન્યના સત્યની સાથ લડતા;
ખ્રિસ્તિ, ઇસ્લામીઓ, બૌદ્ધ ને હિંદુઓ,
કેમ ક્રોડો જનો હોય જૂઠા?
સત્યનો ટોપલો શું મળ્યો એકને,
દે ભરી સત્યના તેજ મૂઠા?

માનવી કંઈ નથી યંત્રનાં પૂતળાં,
કે બધાં ચક્ર સરખાંજ ચાલે;
સત્ય કો વસ્તુ એવી નથી પ્રાપ્ય કે
માનવી સહજ નિજ હસ્ત ઝાલે;
સત્યની ભાવના છે જગત અંતરે,
કોઈ મર્યાદ તેની ન બાંધે;
સત્ય આકાશ શું છેજ દસદિશ રહ્યું,
સત્ય તે એક દિશ કેમ લાધે?

૧૬૦

સત્ય ને જૂઠની જાળ પળપળ જગે
　　માનવીબુદ્ધિમાં રહે વણાતી;
પળપળે વાયરા આવતા, ને તૂટી
　　જંતુની જાળ જેવી હણાતી;
હાલતાં પાણીમાં બિંબ પર્વતતણું
　　ધ્રૂજતું, ઊંધું, અવ્યક્ત લાગે;
નહીંજ એ રૂપ કંઈ શુદ્ધ પર્વતતણું;
　　વસ્તુને જોય તો ભેદ ભાગે.

નીતિવ્યવહારનાં જગતનાં સૂત્ર સૌ
　　જગતને જગતમાં જોડી રાખે,
પણ મહાસત્યની ઝાંખી કરવા ન કયમ
　　દૃષ્ટિ એ જગતની પાર નાખે?
જાળનાં ઘાટ ને રૂપ કંઈ કંઈ ફરે,
　　બુદ્ધિ એમાંજ શું જોતી મ્હોશે?
આત્મનાં તેજ વિણ બુદ્ધિ આ પાંગળી
　　કેમ એ જાળને તોડી જોશે?

૧૬૧

સત્ય શું, જૂઠ શું, જીવન ને જગતમાં?
સર્વ પૂછી રહ્યા પ્રશ્ન એવો:
રાત ને દિવસની ફાડ એ પૃથ્વીમાં,
તેમ એ યુગલનો સાર લેવો;
દિવસ પણ છે ખરો, શ્રેય પણ છે ખરૂં,
રાત પણ છે ખરી, હેય તેવું:
પણ પરમ સત્ય એ સર્વની પાર છે:
કેમ સમજાય એ હોય કેવું?

થેરૂં ધુમ્મસ પ્રભાતે પડે, તેહમાં
સૂર્ય નિજ કિરણ પૂરી ઝગાવે;
તેજ અંધાર ગુંથાય એ ધુમ્મસે,
પણ નહીં સૂર્ય તેમાં સમાવે;
એજ ધુમ્મસ સમાં નીતિવ્યવહારમાં
સત્ય ને જૂઠ આ જગત દેખે;
જેવું ને જેટલું કિરણ રહે ધુમ્મસે,
તેવું ને તેટલું સર્વ પેખે.

૧૬૨

સાધુસંતો અને ઋષિમુનિઓ બધા
સત્યને શોધતા જગતમાંહીં;
સત્યનો નથીજ કો ઘાટ સ્થાપિત થયો,
સત્ય કેવું હશે જોતું ક્યાંહીં?
સત્યને શોધવા પીર પયગંબરો
સૌ ગયા જીવનરસ ઢોળી નાખી;
ક્યાં હશે સત્ય એ એવું તે કોણ કહે?
ક્યાં થશે સત્યની સત્ય ઝાંખી?

જ્યોતિરૂપે દીઠું કોઇએ સત્યને,
કોઇએ શાંતિરૂપે નિહાળ્યું;
જોયું તે કોઇએ શુચિ પવિત્રાઇમાં,
કોઇએ સ્નેહમાં સત્ય ભાળ્યું;
માણ્યું આનંદરૂપે વળી કોઇએ,
કોઇએ જાણ્યું કર્તવ્યરૂપે:
એક છે કિરણ પણ સપ્તરંગે દિસે:
સર્વ નિજ રંગની ધૂપ ધૂપે!

૧૬૩

સત્યને પામવા પંથ જૂદા જૂદા
સર્વ પયગંબરો તો બતાવે;
ભિન્ન મત જ્યાં પડે સર્વ વૈદ્યોતણા,
કોણ ત્યાં રોગીજનને બચાવે ?
જેમ જેવા થયા દેશ ને કાળમાં,
તેમ તેવા પડ્યા પંથ સર્વે:
સર્વ જન કાજ છે પંથ એકજ ખરો,
કેમ કો કહી શકે એમ ગર્વે ?

મચ્છને શ્વાસ લેવો જૂદી રીતથી,
પક્ષીને ઊડવું જૂદી રીતે;
કીટને માટીમાં જઈ દટાવું ઊંડું:
સર્વની પ્રકૃતિ છે જૂદી ચિત્તે;
ભિન્ન દેશે અને ભિન્ન કાળે થયા
ધર્મના પંથ પણ ભિન્ન એવા;
સૂર્ય નહીં પણ ઉપાતેજ આછાં મળે,
ધર્મને સત્યના અંશ તેવા !

૧૬૪

વર્ષ લાખો થયાં માનવી પૂછતો,
આપતો કોઈ ઉત્તર ન એને :
આપનારો રહ્યો છે છુપાઈ સદા,
તો પછી પૂછવો પ્રશ્ન કેને ?
હૃદયધબકાર પળપળ રહે વાગતા,
કોણ એ, કોણ એ, એમ પૂછે;
વિશ્વનો મર્મ છે વિશ્વનો કોયડો :
સાન્ત શું કહે અનંતત્વ શું છે ?

લાખ પ્રશ્નોતણો એક ઉત્તર હશે,
કે હશે ઉત્તરે કો ન આરો ?
કે હશે વિશ્વની મોનભાષા જૂદી,
ને કરે માનવી આ લવારો ?
કંઈજ કહેવાય નહીં તે સતત કોયડો,
ત્યાં પછી હોય શું કહેવું સૌને ?
સિંધુ આ વ્યોમને સતત પ્રશ્નો પૂછે,
વ્યોમ દે ઉત્તરો સતત મૌને !

૧૬૫

જગત માયા બધી, જગત છાયા બધી,
ક્ષણિક છે માનવીકેરી કાયા ;
મૂર્ખ અજ્ઞાનમાં સતત મોહી રહ્યા,
જગત છોડી ગયા સર્વ ડાહ્યા ;
સૂર્યકિરણો ગુંથે ધનુભવન ધુમ્મસે,
ઝમકતું કેટલી વાર રહેશે ?
હોય માયા કશી કાચી કાયાતણી ?
કેમ રહે માનવી નિત્યક્લેશે ?—

સાધુજન સર્વને એમ બોધે બધે,
પણ સહજ માનવી કેમ ભૂલે ?
એજ કાયા વિષે આત્મ આનંદ લે,
એજ કાયા વિષે જીવન ઝૂલે ;
રામ ને કૃષ્ણ, જરથોસ્ત ને ખ્રિસ્ત, સૌ
જન્મ એમાંજ પામી ગવાયા :
કેદખાનું કિંવા આત્મકિલ્લો કહો,
પરમ અદ્‌ભુત દિસે એજ કાયા !

૧૬૬

દેહના ધર્મ ને જીવનનાં કર્મ સો
માનવીને રહ્યાં છેજ વળગી;
માનવી છૂટવા તો ભલે ચાહ્ય, પણ
કેમ એ આપદા થાય અળગી?
ઉછળતા મોજ ઉછળી રહ્યા ઉદધિમાં,
ફીણ ને બુદ્બુદો ચળવળે ત્યાં,
તોય એ ભરતી કે ઓટ ભૂલે નહીં,
છે સદા શાંત અંતર તળે ત્યાં.

દેહને રાખવા દેહને પોષવી,
જીવનનું કાર્ય એ મુખ્ય લાગે;
રોજ ને રોજ એ બોજ ઉપાડવો,
તોય નહીં આપદા એક ભાગે;
રોજના શ્રમતણું રોજ વેતન મળે,
વેઠ એ છેજ દિનરાતકેરી:
માનવીનું મળે મૂલ્ય અંતિમ કશું?
એજ સમસ્યા ઊંડે વિશ્વકેરી!

૧૬૭

ખાવું ને પીવું ને મોજ સૌ માણવી,
વ્યર્થ બીજું બધું જીવનમાંહીં;
ચાર દિનની બધી ચાંદની આ દિસે,
ભોગવી લ્યો મળ્યા ભોગ આંહીં;
મૃત્યુ તો આજ કે કાલ આવી જશે,
ને પછી ધૂળ ને રાખ રહેશે;
રોકડું નાણું આ બાંધી લ્યો ગાંઠમાં,
કાલ શું થાય તે કોણ કહેશે?—

બોલનારા હજી એમ પણ છે જગે,
દેહકેરું જ સુખ માનનારા;
પણ ભલા માનવી! કેમ એવા કરે
શ્વાન ને ઢોર જેવા પુકારા?
ધૂળ ને ચારમાં લોટવા, ચાટવા,
માનવીદેહ શું છે રચાઈ?
પ્રૌઢ તુજ પ્રકૃતિ ને બુદ્ધિનાં તેજ આ
ઢોર શું રાખતાં શી સગાઈ?

૧૬૬

દેહના ધર્મ ને જીવનનાં કર્મ સૌ
માનવીને રહ્યાં છેજ વળગી;
માનવી છૂટવા તો ભલે ચાહ્ય, પણ
કેમ એ આપદા થાય અળગી?
ઉછળતા મોજ ઉછળી રહ્યા ઉદધિમાં,
ફીણ ને બુદ્‌બુદો ચળવળે ત્યાં,
તોય એ ભરતી કે ઓટ ભૂલે નહીં,
છે સદા શાંત અંતર તળે ત્યાં.

દેહને રાખવા દેહને પોષવી,
જીવનનું કાર્ય એ મુખ્ય લાગે;
રોજ ને રોજ એ બોજ ઉપાડવો,
તોય નહીં આપદા એક ભાગે;
રોજના શ્રમતણું રોજ વેતન મળે,
વેઠ એ છેજ દિનરાતકેરી:
માનવીનું મળે મૂલ્ય અંતિમ કશું?
એજ સમસ્યા ઊઠે વિશ્વવેરી!

૧૬૭

ખાવું ને પીવું ને મોજ સૌ માણવી,
વ્યર્થ બીજું બધું જીવનમાંહીં;
ચાર દિનની બધી ચાંદની આ દિસે,
ભોગવી લ્યો મળ્યા ભોગ આંહીં;
મૃત્યુ તો આજ કે કાલ આવી જશે,
ને પછી ધૂળ ને રાખ રહેશે;
રોકડું નાણું આ બાંધી લ્યો ગાંઠમાં,
કાલ શું થાય તે કોણ કહેશે?—

બોલનારા હજી એમ પણ છે જગે,
દેહકેરૂંજ સુખ માનનારા;
પણ ભલા માનવી! કેમ એવા કરે
શ્વાન ને ઢોર જેવા પુકારા?
ધૂળ ને ચારમાં લોટવા. ચાટવા,
માનવીદેહ શું છે સ્ચાઈ?
પ્રૌઢ તુજ પ્રકૃતિ ને બુદ્ધિનાં તેજ આ
ઢોર શું રાખતાં શી સગાઈ?

૧૬૮

ભાવ ને બુદ્ધિની સૂક્ષ્મતાથી ભર્યા
માનવીને જવું નિત્ય ઊંચે;
ઢોર જેવી અધમ વાસના રાખતાં
એની ઉરપ્રૌઢિને શું ન ખૂંચે?
ધૂળ ને ચારથી કંઈજ વધુ શું નથી?
ખાન ને પાન શું અંત્ય તુષ્ટિ?
દેહથી પર નથી મનુજમાં કંઈજ શું,
કે ન તે ચાહ્ય કંઈ અવર પુષ્ટિ?

માટીનો માનવી માટીમાં મળી જશે,
તેથી શું માનવીજીવન ખોટું?
પલકરંગી બધાં જાય પીછાં ખરી,
તોય ભાસે ઉષાજીવન મોટું;
દેહને પોષતાં પાપ કશું યે નથી,
પણ મહીં રજ રહી જે ચમકતી,
તે તજી ના શકે જ્યોતિ એ દેહ શું,
કે ન અટકે જીવનમાં દમકતી.

૧૬૯

માનવીને મળ્યો આત્મ મોંઘો ઘણો,
જીવનની સૌ કળા ખિલવવાને,
પરમ ભેદો ભરી દેહ પણ છે મળી,
જીવનના ભાર સૌ વહવવાને;
દેહની વાસના, દેહની વાંછના,
આત્મને ઢાંકતી મદ રાખે;
ધુમસ ને વાદળાં જેમ વ્યોમે સરી
સૂર્યને પૃથ્વીથી ઢાંકી નાખે.

દેહ છે જીવનનું શ્રેષ્ઠ વાહન ખરૂં,
તદપિ દેહજ નથી જીવન પોતે;
દેહને રાખવી સ્વચ્છ આરોગ્યમાં,
પણ નહીં આત્મનું ધ્યેય ખોતે!
દેહની ઢાલ છે આત્મને રક્ષવા,
નહીં હરી આત્મનું તેજ લેવા:
આંખને રક્ષવા પોપચાં છે કીધાં,
નહીંજ કંઈ આંખને ઢાંકી દેવા!

૧૭૦

આત્મનાં બધનો આત્મને બાંધતાં,
દેહનાં બંધનો દેહ બાંધે:
બંધનો બેઉનાં એકમેકે મળી
આત્મ ને દેહને સાથ સાંધે;
દેહના ગુણ વહે માત પૃથ્વી ભણી,
આત્મના ધર્મ પરમાત્મ પ્રત્યે:
દેહ ને આત્મના વિશ્વસંબંધમાં
માનવી નાચતો કર્મનૃત્યે.

દેહ ને આત્મના પરમ સંલગ્નમાં
માનવીએ રહ્યું કર્મ કરવું:
આત્મની આંખ ઊંચે જવા ચાહ્ય, પણ
દેહની પાંખ હચ્છે ઉતરવું:
દેહના દેશના દૃશ્ય સૌંદર્યમાં
માનવી દેહધૂળે દટાતો:
આત્મની ભૂમિ નવ દેહઆંખે પડે,
રે ચડે કેમ ત્યાં આત્મ આ તો?

૧૭૧

દેહ ને આત્મની ખેંચતાણે સતત
માનવી એમ જીવન વિતાડે;
દેહના સ્વાદ ને જીવનવિખવાદમાં
આત્મના નાદને નવ જગાડે:
તોય આ દેહનાં બંધ દ્વારોતણી
ફાટમાંથી કિરણ કોક આવે;
માનવી જોય નવ જોય એ ઝાંખતો,
ત્યાં ફરી આંખ તો ઝંખનાવે.

જોવું એ કિરણ તો ફાટમાંથીજ શું?
જોવું એ એટલે આંખ લ્હોવું?
દ્વાર શું દેહનાં પૂર્ણ નહીં ખોલશે?
આત્મને અંધતામાંજ જોવું?
જાણ્યું નવ જાણ્યું કે માણ્યું નવ માણ્યું, ત્યાં
કાપ પડતો દિસે જીવનતંતે;
તોય એ ટક્કરો ઝીલતો માનવી
હારતો ડારતો જાય અંતે!

૧૭૨

માનવીજીવનની શક્તિ પરિમિત રહી,
માનવીજીવનની અવધ જેવી;
અમિત આ વિશ્વ ને વિશ્વના મર્મની
તો પછી પામવી વાત કેવી?
સ્થૂળને હિંચકે જીવન ઝૂલી રહ્યું,
સૂક્ષ્મની ડાળ પર દોરી ટાંગી:
કોણ એ હિંચકો અજબ ચલવી રહ્યો?
નહીંજ મનુજે વૃથા વેઠ માગી.

સૂક્ષ્મ ને સ્થૂળની ઝૂલણામાં જગે
માનવીમન સદા ડોલી રહેતું;
સ્થૂળને સ્પર્શતાં સ્થૂળ કથળી જતું,
સૂક્ષ્મ તો સ્પર્શની પાર વ્હેતું:
રંગ લેવા જતાં જાય કચડાઈ ત્યાં
ભભકભર શોભતી જે ચણોઠી:
સુંદરીને કપોલે ગુલાબી ચડે,
તે કદી કેમ ચૂંટાય કોથી?

૧૭૩

સૃષ્ટિલીલા બધે લલિત લોલી રહી,
શી કરે માનવી પાસ લટકાં!
માનવી જાય સૌંદર્ય એ પકડવા,
મૂકી વિજ્ઞાનનાં ચતુર છટકાં:
સૂર્યનાં કિરણ પકડાય, પૂરાય, પણ
સૂર્યની ગતિ ન બંધાય કોથી:
માનવી પૃષ્ઠ પર પૃષ્ઠ ખોલી રહ્યો,
નહીં ખુલે પૂર્ણ આકાશપોથી.

છેજ સૌંદર્ય આનંદ ને સ્તુતિથકી,
નહીંજ સૌંદર્ય કો ભોગ કાજે:
દારૂખાનાતણી ફૂલકણી આંજતી,
પણ જઈ ભેટતાં દેહ દાઝે!
માનવી મોરકલગી શકે મેળવી,
નહીં મળે સૂર્યની તેજકલગી:
કેમ સૌંદર્ય એ સૂક્ષ્મ તે પામશે?
સૂક્ષ્મની સાધના છેજ અળગી.

૧૭૪

હોય પાસે છતાં કંઈજ દેખાય નહીં,
તેથી પાસે નથી કેમ કહીએ?
પવન પાસે છતાં કો ન પેખી શકે,
તદપિ સ્પર્શે દિસે તેમ લહીએ;
પવનથી પણ ઘણો સૂક્ષ્મ છે તેહનો
સ્પર્શ અંતર્ત્વચા કોક માણે:
થાય પચેંદ્રિયો સૂક્ષ્મ બહુ જેહની,
તેજ અહીં સૂક્ષ્મની હસ્તી જાણે.

હોય પાસે ઘણું તોજ દેખાય તે,
વાત એ પણ ન કહેવાય સાચી;
ચક્ર પાસેજ ફરતું રહે વેગથી,
તોય જોવા પડે દૃષ્ટિ કાચી;
આંખ પાસે ધરો આંખ અથડાવીને,
તો પછી કોણ સામે નિરખશે?
હોય પાસે કિંવા દૂર તેથી કશું?
સૂક્ષ્મને સૂક્ષ્મદર્શી પરખશે.

૧૭૫

જ્યાં લગી દૃષ્ટિ નહીં પરમ નિર્મળ બને,
ત્યાં લગી આત્મ નહીં શુદ્ધ દેખે;
સૃષ્ટિ તો સકળ ધુંધવાતી નજરે પડે,
સાર નહીં ત્યાં કશો સત્ય લેખે;
પૃથ્વી નિજ વાદળાં ગગનમાં ધૂંધવે,
ને પછી તિમિરમાં ખિન્ન તાકે:
કેમ જાણે નહીં એજ નિજ વાદળાં
સૂર્યને ગગનમાં એમ ઢાંકે?

એજ આકાશ છે, દૃષ્ટિ એ પાસ છે,
તોય આભાસ છે ભિન્ન સહુના;
પારદર્શક હશે કાચ તે દેખશે,
પણ નથી સ્વચ્છ એ કાચ બહુના;
તિમિર ને તેજ બંને રહ્યાં દૃષ્ટિમાં,
તે મળી સૃષ્ટિનાં ચિત્ર પાડે:
આંખમાં હોય ફૂલું પછી કેમ કો
સૂક્ષ્મદર્શકતણો વાંક કાઢે?

૧૭૬

આજ વિજ્ઞાન મથતું રહે પરિશ્રમે
  પામવા વિશ્વનો ભેદ પૂરો,
શોધ કંઈ કંઈ કરે વિશ્વને સમજવા,
  જેથી અજ્ઞાનનો થાય ચૂરો;
વીજળી વાયુને વશ કરી નાથિયાં
  ગહન આકાશ પર વિજય કીધો;
નવનવા નિયમ ને નવનવાં સાધને
  માનવીશક્તિનો લાભ લીધો.

પૃથ્વી આકાશકરમાં રહી છે ઝૂલી,
  તોય આકાશ નહીં હાથ આવે;
જાય વિજ્ઞાન આકાશને ઝાલવા,
  પણ હજી યત્નમાં નહીંજ ફાવે;
પ્રકૃતિના ભેદ વિજ્ઞાન પામે ભલે,
  આત્મના નવ મળે પ્રકૃતિ હો'તાં:
પોપટીકેરૂં સૌંદર્ય પકડાય, પણ
  મેઘધનુનું ઉડે જોતજોતાં!

૧૭૭

જગતમાં માનવી જ્ઞાનસીડી ચડી
પૂગશે કો દિ પ્રજ્ઞામિનારે ?
વિશ્વમ્હેકાવતાં અમરફૂલો અહીં
ઉગશે કો દિ આ જીવનક્યારે ?
વિશ્વ ને વિશ્વના ભેદની કૂંચી શું
પામશે કો દિ આ દેહમાંહીં ?
સ્વપ્ન મોંઘાં બધાં માનવીજીવનનાં
શું થશે પૂર્ણ કો કાળ આંહીં ?

આ અહંભાવ જે દેહને રક્ષતો,
સ્વાર્થને પોષતો જીવનકલહે,
તે કદી વિશ્વસ્નેહે સમાશે જઈ,
પામી વિભુરૂપ ત્યાં સ્વત્વવિલયે ?
હૃદયનું માંહ્યલું દ્વાર ખુલશે કદી ?
આત્મની સત્ય મળશે વિભૂતિ ?
વિશ્વ આ જીવતું જાગતું જાય, ત્યાં
માનવીજ્યોતિ રહે કેમ સૂતી ?

## ૧૭૮

જ્યાં લગી કાળના ગહન ઊંડાણમાં
મનુજવિજ્ઞાન નિજ દૃષ્ટિ દોરે,
ત્યાં લગી સૃષ્ટિ પર સૃષ્ટિના ગોળ કંઈ
માનવીદૃષ્ટિમાં તેજ મ્હોરે;
ક્રોડને ક્રોડથી ક્રોડવારે ગુણો,
તોય નહીં વિશ્વનો પાર લાગે;
માનવીબિંદુ નિજ કીકીના બિંદુમાં
તોય એ સિંધુ ભરવાજ માગે!

છે અનંતત્વ આ નાથના વિશ્વનું,
થર ઉપર થર પડ્યા સૃષ્ટિઓના;
કૈંક ભંગાય ઉપજાય કંઈ નવનવા,
સ્થિર નહીં વાસ કે ભાસ કોના:
એ અનંતત્વ આ નાથના વિશ્વનું
માનવી કલ્પનામાં સમાવે;
કાળ શું, વિશ્વ શું, ને અનંતત્વ શું:
માનવીકલ્પના સૌ કુદાવે!

૨૭૯

એ પ્રભાદોરમાં ગુપ્ત અદ્દ્ભુત રીતે
સપ્તમણિ છે ગુંથ્યા જ્યોતિફૂલે;
એક પછી એક ફૂલપાંદડી ખોલતાં
મણિ મણિમાં નવલ સૃષ્ટિ ઝૂલે;
પંચતત્ત્વે વહે સૃષ્ટિનો પ્રાણ તે
ક્રોડ બોંતેર નાડી જગાવે;
જીવનનો અગ્નિ એ પ્રાણથી ચેતતો
પ્રથમ તે મૂળ મણિને ઝળાવે.

મૂળ એ મણિથકી જ્યોતિ નીચે વહે,
તેજ અજ્ઞાન માયા પ્રસારે;
પ્રાણની શક્તિને સ્થૂળમાં વહવતાં
પાપ ને દુઃખનું બીજ ધારે;
એ પ્રબળ શક્તિને ઊર્ધ્વ દિશ વાળતાં
તે પ્રભાદોરને પંથ ચડશે;
એક પછી એક મણિગ્રંથિ ખુલ્લતી જતાં
સૂક્ષ્મદર્શનતણું તત્ત્વ જડશે!

૨૮૦

પંચ જ્ઞાનેંદ્રિયો, પંચ કર્મેંદ્રિયો,
સર્વ આ સ્થૂળ વ્યવહાર જોતી;
પણ રહ્યું પર પરમ જ્ઞાન ચૈતન્યનું,
તે મળે ગુપ્ત સપ્તેંદ્રિયોથી;
છે પ્રભાદોરમાં સપ્તમણિ જે ગુંથ્યા,
તેજ દિવ્યેંદ્રિયો એ છુપાવે;
પરમ ચૈતન્યનો પંથ છે દોરમાં,
એજ દિવ્યેંદ્રિયો તે ખુલાવે.

સપ્ત દિવ્યેંદ્રિયો એહ ધીમે ધીમે
ખીલતી જાય જ્યમ ભવ્ય પંથે,
જીવનનું વૃક્ષ ત્યાં કલ્પવૃક્ષે ફળે,
ને ત્રિવિધ કાલનું જ્ઞાન ગ્રથે;
તત્ત્વને પામતાં છાય અમૃતત્વમાં,
થાય ઉર ખોલતાં જગતરાયા:
સોય કેરી અણીથી પડે વેધ તો
પેસશે સોયની આખી કાયા!

૨૮૧

જીવન માયા સમું છે, થયું તેથી શું?
શું થયું જીવન છે સ્વપ્ન જેવું?
શુ થયું જીવન છે વ્યર્થ મૃગજળ સમું?
અગર નભકુસુમ છે જીવન એવું?
જીવન એ છેજ: એ સત્ય કયમ ભૂલવું?
જીવન જીવનાર શું ન્હોય સાચો?
જીવન છે સત્ય ચૈતન્ય આ જગતનું,
હોય કાયા ભલે કુંભ કાચો!

કુંભ એ ભાગતાં ઘાટ પણ ભાગશે,
પણ નહીં કુંભની મૂળ માટી;
છે કળાસ્મરણ કુંભારના મગજમાં,
તે સજીવન કરે વારિ છાંટી;
જીવન જે છે મળ્યું તે પડે જીવવું,
વ્યર્થ બોલ્યે નહીં વ્યર્થ થાશે:
પવનસુસવાટ દેખાય નહીં, તોય તે
ઉડી જતો કૈંકને તાણી જાશે!

૨૮૨

જીવન આ જે મળ્યું તે રૂડું જીવવું,
　　　　જીવન એ ભોગવી જવું અંતે;
જીવનનો તંત વણભાગિયો છે મળ્યો,
　　　　અંત પણ આવશે તેહ તંતે;
જેમ જોડાઈ છે આ હવા પૃથ્વી શું,
　　　　તોય ફરતી રહે તેહ છૂટી;
તેમ આ જીવનની સાથ બંધાઇને
　　　　રહેવું નિર્બંધ રસ ઉચ્ચ લૂંટી!

જે થયું ને ગયું તેહ શું શોચવું?
　　　　જે રહ્યું વિશ્વભર તે ન થોડું;
વાય વ્હાણું નવું હાસ્ય રેલાવતું,
　　　　રાત સાથે ગયું તમ ફ્રેફોડું;
આપણું ભૂત શું આપણે નિરખવું?
　　　　એ તજ્યું કેટલું કોણ માગે?
વિશ્વમહારાજ્ય આ આત્મનું છે પડ્યું,
　　　　જીતવા તે જવું ધીર આગે!

૨૮૩

માનવીને જગતદ્વારમાં પેસતાં
જીવનવીણા મળી ગાન કાજે;
જગતની મૂક પરિશૂન્યતા પર ઘડીક
નવનવું જીવનનું ગાન ગાજે;
સૂર જૂદા જૂદા ઊઠતા જીવનના,
કોઈ બેસૂર ને કોઈ મધુરા :
જીવનવીણા નથી માનવીએ ઘડી;
શું કરે જો રહે સૂર અધુરા ?

તોય એ ગાન ગાવું રહ્યું સવને,
સૂર વીણાતણા હોય જેવા;
એજ વીણા અને એજ તારો રહ્યા,
ત્યાં પછી વ્યર્થ બબડાટ કેવા ?
સાધનો જે મળ્યાં વ્યક્તિને, તેહનો
શુભ સમન્વય કરી કાર્ય કરવું :
દિવસ સંધ્યા ઉષાથી સુહાવાય, તો
તારકે રાત્રિનું રૂપ ગરવું !

જીવનનું કર્ત્તવ્ય

૨૮૪

કેમ આ વિશ્વમાં જીવનને ગાળવું,
જેથી એ જીવન સાફલ્ય પામે,
દેશ ને કાળ ને ખાસ સંજોગમાં,
જ્યાં પડ્યું જીવન ત્યાં. જાય હામે?
કેમ ક્રોડો બીજા જીવ વચ્ચે રહી,
અહીં કરે આપણો જીવ વૃદ્ધિ?
જીવવું શી અમીરી ભરી, કે વધે
આપણી ને જગતની સમૃદ્ધિ?

જીવનની સાંઝ જ્યારે અહીં આવશે,
જીવન ત્યારે જુએ વિશ્વ કેવું?
જીવનના રંગ પ્રસરી જગત શોભશે
કેમ સંધ્યાતણા વ્યોમ જેવું?
કેમ આ જીવન જીતી જવું આખરે
દિવ્ય આનંદથી મૃત્યુકરમાં?—
વિશ્વના જીવનને જીવન જે ખીલવે,
જીવન રહે જીવતું વિશ્વભરમાં!

૨૮૫

જ્યાં ઉગ્યું જીવન ત્યાં ખીલવવું તેહને,
એજ છે સર્વની ફરજ સાચી;
જીવનની ચૂંટણી કોણ જીવે કીધી,
કે રહે મનગમી રીત રાચી?
જાતિ, કુળ, સ્થાન, સંજોગ કે કાળમાં
જ્યાં ઉગ્યું જીવન ત્યાં યુક્ત જાણો;
જીવનને ખીલવું ને જગત ઝીલવું :
જગતતાણા ઉપર જીવનવાણો!

જાતિ, કુળ, સ્થાન, સંજોગ કે કાળથી
બદ્ધ છે સર્વની જીવનલીલા,
માનવી તોય નિજ બુદ્ધિબળથી બધે
વિચરતો કંઈ કરે બંધ ઢીલા;
પણ રહ્યાં વૃક્ષ જે ભૂમિ જકડાઈને
તેય નિજ જીવનકર્ત્તવ્ય પાળે :
ખીલતાં, મ્હોરતાં, ઋતુગદા ઝીલતાં,
શું ન ફળથી લચે ડાળડાળે?

જીવનનું કર્ત્તવ્ય

૨૮૬

માનવું હોય તે સર્વ માનો ભલે,
માનવું નહીં, ભલે તે ન માનો!
કંઇક શ્રદ્ધા તૂટે, ને નવી કંઈ ઉગે;—
રોજ ફરતો રહે છે જમાનો;
બુદ્ધિમાં તોલતાં, કલ્પના ખોલતાં,
ચક્ષુઓ ચોળતાં કંઇક જોશો;
નવનવાં જ્ઞાનથી, નવનવી જ્યોતિથી,
નવનવા તર્કથી રોજ મ્હોશો.

જીવન લાગે ભલે સર્વ માયા સમું,
જગત લાગે ભલે સ્વપ્ન જેવું;
તોય એ જીવનમાં, તોય એ જગતમાં,
સર્વને છે ફરજ્યાત રહેવું;
જે સુણો તે બધું કાન માંડી સુણો,
જે જુઓ તે બધું સ્પષ્ટ રૂપે:
અંધ ને અર્ધઅંધા પ્રવાસે જતાં
બેઉ ડૂબી મરે અંધકૂપે!

૨૮૭

ક્રોડ આવ્યાં અને ક્રોડ કંઈકો ગયાં,
ને બીજાં ક્રોડ પર ક્રોડ આવે,
કંઈકિ અગણિત જીવનથી ભર્યાં વિશ્વમાં
એક શું માનવીજીવન લાવે?
જળચરો, ભૂચરો, ખેચરો કંઈ જીવે,
ને ખીલે સર્વ આ વૃક્ષલીલા:
એક કો માનવીજીવન શું પાડશે
વિશ્વને પાટ કંઈ સ્પષ્ટ ચીલા?

ક્રોડ આવ્યાં અને ક્રોડ કંઈકો જશે,
જીવન આ એક તોપણ અગતનું;
જીવન નિજ જગતનું મધ્યબિંદુ રહે,
ત્યાં ફરે જીવન દસદિશ જગતનું;
જીવન એ પૂર્ણ છે જીવન જીવનારને,
હો ભલે વ્યર્થ તે અન્ય કાજે;
જીવન એ છેજ તો વિશ્વ છે જીવતું,
જીવન એ જીવવું જીવનરાજે!

૨૮૮

ક્રોડ કંઈ તારકો વ્યોમમાં ઝબુકતા
રોજ વ્હેતા દિસે તેજધારા;
અમિત આ વિશ્વના સૂર્ય એ અણગણ્યા,
તોય દેખાય એ સર્વ નાના;
હોય નાના અગર હોય મોટા, છતાં
જીવન છે કોઈનાં શું નકામાં?
સેંકડોને જૂદાં નામ દઈ જાણીએ,
તોય ક્રોડો હજી છે નનામાં!

સર્વનું જીવન નિજ ચક્રમાં ચાલતું,
ઝબુકતું તેમ ઝબુકાવતું તે;
વિશ્વકેરા મહાજીવનને પોષવા
જીવન પ્રત્યેક કંઈ લાવતું તે;
આપણું જીવન આ આપણાં ચક્રમાં
એજ તારક સમું નિત્ય ફરતું;
કેમ ત્યારે ગણો વ્યર્થ એ જીવનને?
વિશ્વને સર્વનું તેજ ભરતું!

૨૮૯

હો ભલે મારૂં આ જીવન અતિસૂક્ષ્મ, પણ
જીવન જે આ મને છે અપાયું,
તેજ જીવને બધું વિશ્વ આ જોઉં હું,
તેજ જીવને બધું રહે મપાયું;
કેમ અથડાતું આ જગતમાં રાખું એ,
કર્મ કે ભાગ્ય દોરે ગમે ત્યાં ?
બિંદુ આ મારૂં રહે ઘૂમતું એમ, પણ
જીવનના નિયમમાં એ શમે ક્યાં ?

ભૂત કંઈ ભેદીને ભાવિમાં કૂદું હું,
કંઈક એ નિયમના અંશ ખોળું,
તોય જાણું નહીં જીવન એ ક્યાં જશે,
શું થશે ના થશે વ્યર્થ ઢોળું;
તદપિ આ જીવનની જ્યોતિને ખીલવી
પૂર્ણ તેની પ્રભા શે ન પાડું ?
માનવીજીવનકેરી મહાજ્યોતિમાં
જ્યોતિ મુજ જોડવા પાય માંડું.

૨૯૦

જીવનમાં કંઈક જે સર્વને છે મળ્યું,
તેજ છે પરમ બક્ષીસ મોટી;
માણવો સકળ આનંદ એ કંઈકમાં,
અન્યમાં રાખવી આશ ખોટી;
કોઈનો હોય આનંદ સાહસ વિષે,
કોઈનો હોય આનંદ જ્ઞાને :
એક આનંદ કાજે ન ભેગા જતા
વાઘ ને મૃગ કદી એક જાને !

ભવ્ય તેજે ગરુડ ચાહ્ય ઉડવા નભે,
નહીં જુએ ભૂમિભંડાર ઝાંખી;
કીટ ને મૂષકો જોય ધન ભૂમિમાં,
ને રહે ત્યાંજ રસ પૂર્ણ રાખી;
જ્યાં રહ્યો જીવનઆનંદ છે જેહનો,
તેહનું ત્યાંજ વ્યક્તિત્વ ખીલે;
જીવનમાં જે મળ્યું કંઈક તે ખીલવતાં
માનવી પરમ બક્ષીસ ઝીલે.

૨૯૧

જીવન નહીં કોઇનું પણ નકામું દિસે,
જીવન છે સર્વનું ઉપયોગી;
ભોગી નિજ ભોગમાં રહી જગત જોગવે,
જોગમાં જોગવે તેમ જોગી;
જેહ નિર્બળ દિસે સબળની આંખને,
તેય છે સબળ નિજ યોગ્ય સ્થાને:
ઘાસ આ જે દબાતું ઉગે પગતળે,
તે વધારે ધરાની લીલાને.

પંકમાંથી ઉગે દીન પંકજ જળે,
તોય તે દૂધમય કાંતિ ધારે;
રવિકિરણ ઝીલી રૂપેરી પ્યાલી વિષે
કૈંક ભ્રમરોતણો મદ ઉતારે!
કીટ પણ કો નકામા નથી પૃથ્વીમાં,
ધૂળ પણ પૂરતી પૃથ્વીખાડો:
કેમ કો જીવન જગમાં નિરર્થક કહો?
જ્યાં પડ્યું જીવન ત્યાં ભર ઉગાડો!

૨૯૨

કોણ ડાહ્યા અને કોણ જ્ઞાની જગે,
જ્યાં ન ડહાપણ કિંવા જ્ઞાન પૂરૂં ?
શુદ્ધ અણરંગી આકાશ પણ જ્યાં દિસે
કૃષ્ણવર્ણું અગર નીલ ભૂરૂં ;
જ્ઞાનના વર્તુલે માનવી ઘૂમતો
કેમ પૂગી શકે પૂર્ણતાને ?
પૃથ્વી નિજ વર્તુલે ઘૂમતાં નવ કદી
પૂગશે ભવ્ય રવિકેંદ્રસ્થાને.

જ્ઞાનસાગરતણું તળ ન કોને જડે,
ત્યાંય કોને કહો પૂર્ણ જ્ઞાની ?
કોડ તારા ઘૂમે યુગયુગો, પણ જડે
નહીંજ અવકાશતળની નિશાની ;
જ્ઞાનની સર્વ મર્યાદ જાણી નમે,
તેજ જ્ઞાની અને તેજ ડાહ્યા :
જ્ઞાનને શિખર પહોંચ્યો કહે તેહને
નવ મળે જ્ઞાનની સત્ય છાયા !

૨૯૩

કાળઅંધાર આ છે ગહન ને અમિત,
કેમ તે માનવીબુદ્ધિ છેદે?
તોય છેદાય એ તેટલો છેદવો,
જ્યાં સુધી બુદ્ધિનાં કિરણ ભેદે;
હોય અંધાર જે અંતરે વ્યાપિયો,
કેમ તે બાહ્ય અંધાર કાપે?
રાત્રિના તિમિરને ભેદવા વાહનો
રોશની ફેંકી નિજ પંથ માપે.

માનવીનો ખરો શત્રુ અજ્ઞાન છે,
તિમિરમાં તિમિર એ નિજ વધારે;
નહીં પિછાને કદી આપને, તો પછી
શું પિછાને રહ્યું દેહપારે?
એ મહાશત્રુ શું તો સદા ઝગડવું,
ને લડી પ્રજળવી હૃદયજ્યોતિ:
જાય અંધાર જો પ્રથમ એ હૃદયનો,
તોજ જોવાય ચોપાસ ગોતી.

૨૯૪

સર્વ અજ્ઞાનને કાઢવું જગતથી,
એજ અભિલાષ હો માનવીના !
એજ અજ્ઞાન છે નરકની વેદના,
જ્યાં સડ્યા સૌ રહે પાપભીના;
માનવીજીવનનાં કળણકર્દમ બધાં
ઉપજે એજ અજ્ઞાનમાંથી;
અગ્નિને ચેતવી જો ન ભડકો કરો,
તો ધુમાડો જશે કેમ ત્યાંથી ?

માનવીબુદ્ધિને હામ ક્યમ રાખશો ?
હામ રહેતું વધે નહીંજ કોઈ;
જીવનના વહનમાં સતત આગળ જવું,
અગર સૌ જીવનરસ રહેવું ખોઈ;
બાંધ્યુ પાણી રહે ઝેરી ગંધાતું, ને
વ્હેતું પાણી સદા સ્વચ્છ રહેશે;
તેમ આ બુદ્ધિને વ્હેતી રાખો સદા,
કે ન રહે ઝેર અજ્ઞાનવેશે !

૨૯૫

જ્યાં સુધી જાય અજ્ઞાન નહીં જીવનનું,
ત્યાં સુધી થાય શી જીવનજ્યોતિ ?
જ્યોતિ વિણ વિશ્વના રંગ ક્યાંથી ગ્રહે ?
જ્યોતિ વિણ છાય પણ કો ન સ્હોતી;
બુદ્ધિસૌંદર્યનાં કિરણ અજવાળતાં
માનવીહૃદયમાં રંગ પૂરે;
રૂપ સંકલ્પ સૌ માનવીનાં ઝળે
એજ સૌંદર્યનાં પરમ નૂરે.

જ્યાં સુધી જાય અજ્ઞાન નહીં જગતથી,
ત્યાં સુધી જીવનનું કંઈ ન ભાસે;
આંસુની ખીણ આ માનવીહૃદયની
તિમિરશોકે અધિક ધુંધવાશે;
જન્મ ને મૃત્યુ પર ઢાંકણું રહે પડ્યુ,
સતત શંકા ઊઠી ભય પમાડે;
જાય અજ્ઞાન ત્યાં સૌ ગુલામી જશે,
રેલશે જ્યોતિ દ્વારે ઉઘાડે!

૨૯૬

પોતપોતાતણા અવગુણો જગતમાં
પોતપોતાતણી પાસ રહેશે;
કોઈના અવગુણો જગત માગે નહીં,
જગત તો ગુણ બધાં પાસ લેશે;
એકના અવગુણો સર્વનું ઝેર છે,
જગત ત્યાંથી ખસે દૂર જોઈ:
સૌ ગુલાબે મૂકી હાથ તે ચૂંટશે,
કંટકો માગશે નહીંજ કોઈ.

જો ગુણોની વધારો સદા જ્યોતિ, તો
અવગુણો ન્યૂન થઈને વિરમશે;
જ્યોતિ મધ્યાહ્નભણી વાધતા સૂર્યની
ધારતાં વૃક્ષમાં છાંય સમશે;
અવગુણો હોય તે હૃદયને કોતરે,
ગુણ ગ્રહે જગત, ઉર ત્યાં ઝગારે:
ચંદ્રધાબાં રહે ચંદ્રના હૃદયમાં,
પણ સુધા વ્યોમ આખે પ્રસારે!

૨૯૭

છે જુવાની દિવાની, બધા એમ કહે,
પણ જુવાની ખરી છે ધુંવાની;
નવલ વર્ષાતણું જળ ધુઘવતું જતું,
તે ધરે કેમ શાંતિ કુવાની?
જીવનના વહનમાં કંઈક ઝરણાં મળે,
કંઈક ફાંટા વળી તેમ ફૂટે;
સર્વનો એ સમન્વય થવા જાય, ત્યાં
ઉગ્ર ખળકા જીવનમાંહીં ઊઠે!

માનવીજીવનમાં કંઈક પશુયુદ્ધ છે
એ જુવાની વિષે નિત્ય લડવાં;
હારતી, જીતતી, એ જુવાની જતી:
ઘડીક ઉડવાં અને ઘડીક પડવાં;
સર્વ ઉકળાટ એ આખરે શમી જશે,
ને જીવનવહન ત્યાં પ્રૌઢિ ધારે:
છે જુવાની જીવનશક્તિની જોગણી,
જીવનના તાપ ડારે ઘસારે.

૨૯૮

જો જુવાની રૂડી જોગવી જગતમાં,
તો જશે જીવનની સાંઝ મીઠી;
જીવનની સર્વ કટુતા જરામુખ પડે,
જો જુવાની મઝામાંજ દીઠી;
કાયનાં તીવ્ર કટુ ઝેર નીચોવતાં
જીવન બનતું અમીભર જરામાં;
છે જુવાની ખરી જીવનરસવાહિની,
જીવનનો બ્હાર ખીલવે ધરામાં.

છે જુવાની વિષે અગ્નિ ધગધગ થતો,
સર્વને બાળતો જાય બળતો;
અગ્નિની રાખ આખર થશે, તોય ત્યાં
કાયનુ શુદ્ધ કુંદન ઝઝળતો;
માનવી ! એ જુવાની રૂડી જોગવી
તોડી કે છુંદી દે સર્વ કાંટા;
જીવનમાં તો પછી માત્ર ફૂલજ રહે,
જેમ સંધ્યા ભરે રંગ ઘાટા !

૨૯૯

જગતમાં કાંઇનો ગર્વ ધરશો નહીં,
ગર્વ છે જીવનનું શીણ ખાલી;
વ્યોમભર મેઘથી સિંધુ નવ ફૂલતો,
સરિત રેલે ફૂલી જાય ઠાલી;
સૌ મહાહૃદયમાં સરળતા છે ભરી,
ઊંચ કે નીચનો પટ ન સ્હેજે:
પાંદડાંમાં પડી સૂર્ય બાળક સમો
જાય આળોટતો નગ્ન તેજે!

સૂર્યમુખી કુસુમ હોય મોટું ભલે;
કેમ તે ગર્વ લે અન્ય પાસે?
રંગ ને ઘાટ સૌ સૂર્યથી પામતું,
સૂર્યને જોતું નમતું વિકાસે;
છે વિનયમાંજ પ્રભુતા ખરી સર્વની,
તો મહાત્મા દિસે બાળ જેવા:
તારલા છે મહાસૂર્ય એકેક, પણ
આગિયા શા દિસે અલ્પ કેવા!

૩૦૦

આ બધા મશરૂના ગાદીતકિયા કશા ?
આ બધી ભવ્ય જાહોજલાલી ?
આ બધા નાચ ને રંગના બંગ શા ?
આ શરાબીતણી ફૂલપ્યાલી ?
આ બધા બાગ બુલબુલ ગુલાબે ભર્યા ?
આ કશી સાહ્યબીકેરી કાયા ?
આ બધી દેહ ને આંખને હારતી
છે કશી મોહિની એવી માયા ?

પ્રભુ પ્રકટશે કશો એ બધી ભભકમાં ?
ક્યાં સુધી ચાલશે એ ખુમારી ?
જીવન શું છે ગુલાબીજ કાયાતણી ?
શું ન કરમાય કાયા બિચારી ?
જીવનની જ્યોત જ્યારે પડી ઝૂમશે,
ને ઉરે ઘોર અંધાર સરશે,
કેમ તે મૃત્યુના હાસ્યને ડારશે,
કોણ તે જીવનનો ડંખ હરશે ?

૩૦૧

સર્વ આભાસ આનંદ ને સુખતણા
જે બધી સ્થૂળતામાંથી ઊઠે,
તે બધા ઊડશે ભોગ સૌ ભોગવી,
માત્ર કટુતા રહી જાય પૂઠે;
ફીણના દૂધિયા મ્હોર આકર્ષતા,
પણ તૃષા કે નહીં ભૂખ ફેડે:
પલકમાં ફણફણી બુદ્બુદો ફૂટશે,
ને હૃદય ઠાલી રહે તેહ કેડે.

એથી લડવું ભલું જીવનનું યુદ્ધ આ,
છે ભલા જીવનના ધમપછાડા;
છે ભલા ક્લેશ સંતાપ ને કલહ સૌ,
જીવન કસવાતણા વિભુઅખાડા!
હો ભલે જગત વિકરાળ રાક્ષસ સમું,
તોય ત્યાં વિષમ એ યુદ્ધ લડવું!
શક્તિને સાધતાં શક્તિ પ્રકટે ઉરે,
શક્તિથી જીતવું તેમ પડતું.

૩૦૨

આત્મ ને બુદ્ધિનાં ઢાંકણાં ઢાંકતી
એવી માયાની છે કેફમસ્તી;
બારણાં થાય અંતરતણાં બંધ, ત્યાં
જીવનસત્યોની માણે શી હસ્તી?
માટીના દેહની માટીમય આ ગતિ
માટીના ગર્તમાં ઊંધી ચાલે;
માટીમાં સજડ જકડાયું છે, તે છતાં
વૃક્ષ પણ ખીલતુ ઊર્ધ્વ ફાલે!

માનવીને મનુષ્યત્વથી પાડતા
ધિક્ક એ નીચ દૈહિક વિલાસો!
વહન સરિતાતણું ધૂળ પર થાય, પણ
મહીં શમે ના કરી ધૂળવાસો;
ધૂળ શું ખેલતી, ધૂળને રગડતી,
જાય સરિતા ધસી લક્ષ્ય સ્થાને:
જગતમાં દુઃખ ને શ્રમ ભલાં સોગણાં,
માનવીમાં મનુષ્યત્વ આણે!

૩૦૩

કનકની ભૂમિમાં ઝળકતા થાંભલા,
રત્નજડિયાં ઊભાં મ્હેલ મેડી;
માનવી વૈભવે પલક મોહી રહ્યા,
કનકની હો ભલે તોય બેડી;
રવિ શશી જ્યોત ઉદ્યોત બહુ ઝગમગે,
કોટિ કિરણો જગે તેજ વ્યાપે;
આંખની કીકીમાં બિંબ અવળું પડે,
માનવી તેજ નવ શુદ્ધ માપે.

અટળ અંધારની છાબ રત્ને ભરી,
રૂપ અનુપમ ભર્યાં છે વિલાસી;
મન સુખાભાસમાં રોજ તીરથ કરે,
કોટિ ગંગા અને કોટિ કાશી;
રત્ન પલકે સરે, રૂપ સહુ ઓસરે,
હાથ અંધારની છાબ ખાલી;—
આંખની કીકીમાં તેજ સવળું પડે,
તેજ એ જોગવે રત્નથાળી.

૩૦૪

જે રહી જગતની સ્થિતિ અહીં તે ખરી,
જગતનું તંત્ર આ જે રહ્યું તે,
આ ખરૂં ખોટું કે આ નથી પેલું છે,
માનવી વ્યર્થ એ સર્વ ચૂંથે;
પૂર્ણનો માત્ર જે અંશ છે, તેહને
પૂર્ણની ગમ પડે કેમ પૂરી?
પીર, પયગંબરો, સંત ને જ્ઞાનીઓ,
સર્વની ખોજ પણ રહી અધૂરી.

જગતને જગતની વાટમાં ધો જવા,
જગતને જાણજો વ્હેતું પાણી:
જોતજોતાં જતું સર્વને ભીંજવી,
નવ ગણે વસ્તુ જાણીઅજાણી;
લાખ આ કષ્ટ ને વેદના છો રહી,
એજ અહીં સત્ય મનુષ્યત્વ આપે:
ગગન ગગડાટ ને વીજથી સીઝતો
મેઘ અમી વરસતો રહે પ્રતાપે!

૩૦૫

માનવી ! ઊઠીને થા ઊભો પૂર્ણ તું !
શીશ તારૂં ઊંચે વ્યોમ પૂગે :
પરમ વ્યક્તિત્વ લંબાવ તારૂં બધે,
વિશ્વ ઝૂકે તને વદન મૂંગે !
સર્વ શંકા અને શોક દે છોડી તું,
સર્વ બબડાટ સુખદુ:ખકેરા ;
જ્યોતિ જોનાર આંખે ભરે જ્યોતિને,
શું કરે લાખ અંધારકેરા ?

આંખનાં પોપચાં નહીં ઉઘાડી શકે,
તે જુએ સતત અંધાર આંખે,
નહીં હલાવી શકે પગ પથારી પડી,
તે ઊઠી જાય ક્યાં પાદ પાંખે ?
કેદખાનું ગણી બંધ જે થાય તે
પ્રાણ અજ્ઞાનમાં કેદ સેવે :
માનવી ! તોડી એ બંધ તુ થા ઊભો !
જો રહ્યો વિજય તુજ રૂપ કેવે !

૩૦૪

જે રહી જગતની સ્થિતિ અહીં તે ખરી,
જગતનું તંત્ર આ જે રહ્યું તે,
આ ખરૂં ખોટું કે આ નથી પેલું છે,
માનવી વ્યર્થ એ સર્વ ચૂંથે;
પૂર્ણનો માત્ર જે અંશ છે, તેહને
પૂર્ણની ગમ પડે કેમ પૂરી?
પીર, પયગંબરો, સંત ને જ્ઞાનીઓ,
સર્વની ખોજ પણ રહી અધૂરી.

જગતને જગતની વાટમાં દ્યો જવા,
જગતને જાણજો વ્હેતું પાણી:
જોતજોતાં જતું સર્વને ભીંજવી,
નવ ગણે વસ્તુ જાણીઅજાણી;
લાખ આ કષ્ટ ને વેદના છો રહી,
એજ અહીં સત્ય મનુષ્યત્વ આપે:
ગગન ગગડાટ ને વીજથી સીઝતો
મેઘ અમી વરસતો રહે પ્રતાપે!

૩૦૫

માનવી! ઊઠીને થા ઊભો પૂર્ણ તું!
શીશ તારૂં ઊંચે વ્યોમ પૂગે:
પરમ વ્યક્તિત્વ લંબાવ તારૂં બધે,
વિશ્વ ઝૂકે તને વદન મૂંગે!
સર્વ શંકા અને શોક દે છોડી તું,
સર્વ બબડાટ સુખદુ:ખકેરા;
જ્યોતિ જોનાર આંખે ભરે જ્યોતિને,
શું કરે લાખ અંધારડેરા?

આંખનાં પોપચાં નહીં ઉઘાડી શકે,
તે જુએ સતત અંધાર આંખે,
નહીં હલાવી શકે પગ પથારી પડી,
તે ઊઠી જાય ક્યાં પાદ પાખે?
કેદખાનું ગણી બંધ જે થાય તે
પ્રાણ અજ્ઞાનમાં કેદ સેવે:
માનવી! તોડી એ બંધ તું થા ઊભો!
જો રહ્યો વિજય તુજ રૂપ કેવે!

૩૦૬

જીવનના યુદ્ધથી દૂર હારી જવું ?
જીવન શું જગતથી દૂર ભાગે ?
ગામ છોડી જશો વન વિષે, તોય ત્યાં
બહુ ઉપાધિ નવી અન્ય જાગે;
જીવનના યુદ્ધથી દૂર ભાગી જતાં
જીવન શું શાંતિ પામે કદાપિ ?
પ્રકૃતિની શક્તિ શું પ્રકૃતિને છોડશે ?
કો શકે 'વસ્તુથી છાય કાપી ?

લાખ સંન્યાસીઓ જગત છોડી જતા,
તોય આ જગતથી ચાહ્ય ભિક્ષા;
દેહ દમવા જતાં દેહ આડી જતી,
પ્રકૃતિની કેમ ચૂકાય શિક્ષા ?
પ્રકૃતિના શક્તિના નિત્ય ઉભરા ઊઠે,
જીવનના મેલને શુદ્ધ કરવા;
યુદ્ધથી ભાગતાં શુદ્ધિ મળશે કહીં ?
જીવનમેલે રહો કેમ ગરવા ?

૩૦૭

સાધુતા રાખજો સર્વ નિજ અંતરે,
એજ સંસારની છે કસોટી;
સાધુતા અંતરે જો નહીં વ્યાપી, તો
સાધુતા બ્હારની સર્વ ખોટી;
સાધુતા નહીં વસે ભગવી કંથા વિષે,
કે ન લટકાવતાં સ્કંધ ઝોળી:
અગ્નિથી રાખ છે, પણ બને અગ્નિ નહીં
કાય પર કોયલો રાખ ચોળી!

જગત છોડી જતાં જીવન કયમ છૂટશે?
જીવનથી ભાગનારો કરે શું?
દુઃખથી ભાગતાં જીવનરસ તૂટશે,
પાણીથી ભડકતો મહીં તરે શું?
સાધુતા સૌ ભરો હૃદયની ઝોળીમાં,
જીવનની સ્વચ્છતા તેજ કંથા:
રણથકી ભાગતાં કોણ રણવીર કહે?
રણ જીતે તેજ છે વીર્યવંતા!

૩૦૮

જીવનનું યુદ્ધ ખેલ્યા વિના શાંતિ નહીં,
તો પછી મર્દ શું કયમ ન ખેલો?
સિંધુના મોજ પર સ્વારી કરતા જશો,
કે જશો દલિત ખાતા ધકેલો?
શક્તિની તૃપ્તિ ઘા મારવામાં દિસે,
તેમ ઘા ઝીલવામાંય તેવી;
વીજનો ઘા ઝીલે ધાતુનો તાર જે,
તેજ તેને પૂરે ભૂમિ કેવી!

જીવનથી ભાગીને કેમ કાયર થશો?
કાયરો જીવતાં મૃત્યુ પામે:
જીવન મોંઘું મળ્યું જોગવી જીવવા,
કેમ તે ખોવું અહીં હીન નામે?
જીવન આ જેમ અણપૂછ્યું આવ્યું અહીં,
જીવન એ તેમ અણપૂછ્યું સરશે:
મર્દ શું ખેલીને ધન્ય પળવું, અગર
એક વધુ ધૂળઢગ ભૂમિ ભરશે!

૩૦૯

હોય નાનો ગમે તેટલો માનવી,
નાથ એ દેહના રાજ્યકેરો :
જગત આ હોય મોટું ગમે તેટલું,
તોય લડી તોડવો જગતઘેરો;
યુદ્ધ લડતાં દિશા ઉઘડશે નવનવી,
નવનવા જ્ઞાનદેશો ઝળળશે;
દેહનું રાજ્ય એ યુદ્ધ જીતે પછી
આત્મનું પરમ સામ્રાજ્ય મળશે!

શાંતિનાં સ્વપ્નને તો પરાં રાખવાં,
શાંતિ છે જીવનનું અંત્ય થાણું;
જીવનની વાટનાં યુદ્ધ ખેલ્યા વિના
કેમ તે પામવું જીવનલ્હાણું?
જીવનની વાટ અણરોધ એ રાખવા
જીવનના તોડવા અંતરાયો :
જીવનની શાંતિ એ યુદ્ધ વિણ નવ મળે,
યુદ્ધ છે પ્રગતિનો સત્ય પાયો!

૩૧૦

જીવનનું યુદ્ધ એ ખેલતાં માનવી
જાણશે કૈંક જાણ્યું અજાણ્યું ;
કૈંક જાણ્યું અજાણ્યુંજ કરવું થશે,
કૈંક માણ્યું જણાશે અમાણ્યું ;
કૈંક પડશે સરી તિમિરપડદા નીચે,
ફાટ કંઈ કંઈક પડશે દિવાલે :
મારતાં, ઝીલતાં, સહન કરતાં બધું,
જીવનની શક્તિના ફાલ ફાલે.

જીવનનું યુદ્ધ એ મર્દ શું ખેલતાં
આવશે અજબ કો આત્મશ્રદ્ધા ;
દેવ સૌ પિંજરેથી જશે ઊડીને,
ગુજરશે માન્યતા કંઈક વૃદ્ધા ;
દેવ ને અર્ધદેવો જતાં માનવી
દેવ પોતે થવા યત્ન કરશે ;
માનવી થાય વિધિ માનવીભાગ્યનો,
ત્યાંજ તેનું મનુષ્યત્વ ઠરશે !

૩૧૧

જીવનનું યુદ્ધ આ કેવું અદ્‌ભુત દિસે!
માનવીએ અહીં સતત લડવું;
આપતાં ઝીલતાં ઘા જવું આખરે,
પળપળે ચાખતાં મધુર કડવું;
નીચતા, દ્વેષ ને ભ્રાંતિના દાવ શા!
જ્ઞાન, ઔદાર્ય ને સ્નેહ કેવાં!
લાગતું હાથ તે જીર્ણ થઈ ભાગતું,
જીવનના યુદ્ધનાં સ્ખલન એવાં.

જીવનના જોગ ને ભોગ સૌ માણવા
યુદ્ધ એ ચાલતું સર્વ સાથે:
પૃથ્વી દારુણ મુખ ફાડી નીચે રહી,
ઊભું વિકરાળ આકાશ માથે;
હારતાં સર્વ ખોઈ વિલોપી જવું,
જીતતાં પણ હસીને ભુંસાવું;
તોય એ જીવનનું યુદ્ધ અદ્‌ભુત લડી
માનવીએ જીતીને જીતાવું!

૩૧૨

જે વિચારો અને ભાવ છે આપણા,
  આપણી ભાવના જેહ ઊંડી,
તેજ સામ્રાજ્ય છે આપણું અહીં ખરૂં,
  તેજ છે જીવનની મુખ્ય મૂડી;
દેહ પડતાં જશે દેહ માટી વિષે,
  ને જગત ભૂલશે દેહધારી;
પણ વિચારો અને ભાવના કંઇક પણ
  જીવનમાંથી જગત લે ઉગારી.

વાદળી આવીને જાય આકાશમાં,
  તે નહીં વાદળીને જીવાડે;
ગગન ગગડાટ ને વીજ ને વૃષ્ટિથી
  વાદળી જીવનનાં ફૂળ ઉગાડે;
એ વિચારો અને ભાવના પોષતાં
  જીવનના તોડવા વ્યર્થ બંધો;
આંખનાં તેજ શાં જીવનનાં તેજ એ,
  તેજ વિણ સર્વ સંસાર અંધો.

૩૧૩

જે વિચારો વિષે માનવી જીવતો,
તે વિચારોજ અસ્તિત્વ આપે;
માનવીમનથકી જેમ રહે ઉપજતા,
તેમ સંચાય અવકાશખાપે;
એજ છે કર્મ સંચિત બધા જીવનું,
એજ પ્રારબ્ધ નવજન્મકેરું;
જીવનનાં એજ સુખદુઃખ વણમાગિયાં,
એજ છે આત્મનું દેહદહેરું.

પરમ આકાશના તત્ત્વમાંથી પ્રથમ
દિવ્ય નીહારિકા જેમ નિપજે,
ને પછી તેજના ગોળ ત્યાંથી ફૂટી
એજ આકાશને થાય કબજે;
તેમ અવકાશમાં સૌ વિચારો ઠરી
કર્મ સંચિત નવું ઉપજાવે;
જેમ જેવા વિચારો કરે માનવી,
તેમ તેવું જીવન તે બજાવે.

૩૧૪

માનવી નિજ વિચારોરૂપે જન્મ લે,
ને વિચારોરૂપે જીવન જીવે;
સર્વ આચાર ને કર્મરૂપ કાયનાં
એ વિચારોરૂપી વસ્ત્ર શોભે;
તો પછી એ વિચારો વિષે છે વસી
માનવીજીવન કેરી મહત્તા;
જગતનાં સર્વ આચાર ને કર્મ પર
છે વિચારોતણી પૂર્ણ સત્તા.

જે વિચારોથકી જન્મબંધન મળ્યું,
તે વિચારોથકીજ મુક્તિ લાવો;
સૌ વિચારોતણા રંગ સંકેલીને
એક ત્યાં શુભ્ર જ્યોતે સમાવો:
છે મનશની ભલી એજ જરથોસ્તની,
એજ છે મુક્તિપથ જ્ઞાનયોગે;
એજ છે અમૃતબિંદુ અમરતાતણું
આત્મ ઉદ્ધારવા જન્મયોગે!

૩૧૫

ભાવના જે રહી તેજ વાસ્તવિકતા,
તેજ છે સત્ય શાશ્વત જગતનું;
માનવી દેહ કે માનવી આત્મ છે:
એજ છે આદિકલ્પન અગતનું;
પ્રકટ આ પ્રકૃતિ શું બાહ્ય વેષ્ટન નથી
સુચિત આંતરસૃજનશક્તિ કેરૂં?
સૃષ્ટિ પણ છે અનંતત્વની ભાવના,
ખીલવતી સાંતમાં સત્ અનેરૂં!

સર્વ આ પ્રકૃતિનાં રૂપ ને દૃશ્ય તે
ક્ષણિક માયા સમાં છે વિકારી;
એક પરમાત્મની ભાવનાથી બધાં
વિકસતાં જાય નવરંગ ધારી,
રૂપ કે દૃશ્યમાં દિવ્યતા નવ મળે,
દિવ્યતા છે રહી ભાવનામાં:
આત્મના કેંદ્ર શું યોગ ફરી સાધવા,
ભાવના વિણ બીજું સાધ્ય શામાં?

૩૧૬

ઉચ્ચ કો ભાવના હૃદયમાં રાખવી,

જીવન પણ ભાવના છે જગતની;

સકળ આ વિશ્વ પણ ભાવનામાં જીવે,

સર્વ ઝીલવા મથે જ્યોતિ સતની;

સર્વને સર્વની ભાવના હો જૂદી,

જેમ જેના રહે પ્રકૃતિરંગો;

સર્વને કાજ આકાશ વિસ્તીર્ણ છે,

સૌ ચગાવે ગમે તે પતંગો!

કો કુસુમકેરી છે ભાવના રંગની,

કો કુસુમકેરી લાગે સુગંધે;

કોઈની પાંદડીની કળામાં દિસે,

કોઈની હોય રવિકિરણબંધે:

પોતપોતાતણા તાનમાં ખીલવું,

પ્રકૃતિ ને જ્યોતિ નિજ હોય જેવી:

માનવીએ જગે આત્મ નિજ રેડવા

રાખવી ભાવના ઉચ્ચ તેવી.

૩૧૭

જેમ જેની રહે ભાવના જગતમાં,
તેમ તેને ભલે ખીલવા દો!
સર્વને સર્વનું સ્વર્ગ વ્હાલું દિસે,
સર્વને નિજ રસે ઝીલવા દો!
ભાવના વિણ જગે જીવન આ શૂન્ય છે,
ફળ કશું જોય નહીં જેમ વંધ્યા;
પૂર્વમાં દિવસઉરને ઉષા ચાલ્ય, ને
પશ્ચિમે રાત્રિઉર ચાલ્ય સંધ્યા.

માનવીએ જવું સતત આગળ જગે,
કે અધિક માટીને કળણ પડવું?
જ્યોત રાખો ગમે તેમ પકડી કરે,
તોય તેને સદા ઉપર ચડવું;
માનવી માટી કે માનવી જ્યોત છે?
હોય બન્ને છતાં કોણ વાધે?
ઉચ્ચ કો ભાવના રાખી આગળ જવું,
જ્યોતને તોજ મહાજ્યોત લાધે.

૩૧૯

જીવનની ઉચ્ચતા કેમ સાધી શકે,
જે સદા ખુંદતો પાય ખીણે?
ખાવું ને ખેલવું. જોવું ને ઝગડવું:
નિત્ય વળગી રહે એમ ફીણે;
સર્વ પશુકાર્ય એ માનવી પણ કરી
ગર્વ ધારે ફરી માનવીનો:
કાલ કોણે દીઠી, એમ કહી થાય તે
આજને માટ આનંદભીનો.

શ્વાન ને માંકડાં છો જીવે આજમાં,
જગતપટ પર ચલનચિત્ર જેવાં;
માનવી કાજ તો છે સદાકાળ આ,
આજનાં આપવાં કાલ દેવાં;
જીવનનું ધ્યેય ને જીવનઅભિલાપ સૌ
પ્હાડ જેવાં સદા ઉચ્ચ રાખો!
ખીણમાં પડી રહે સર્વ કચરો પુંજો,
ટોચ પર સ્વચ્છતા સ્પષ્ટ ઝાંખો!

૩૨૦

રાય ને રંક શું, ઉચ્ચ ને નીચ શું,
જ્ઞાની અજ્ઞાની શું જીવનમૂલે ?
જીવનમર્યાદમાં સર્વ બંધાય, ત્યાં
ગણી ગણી આખરે સર્વ ભૂલે;
જીવનમાં છે બધે પગથિયાં ભૂલનાં,
માનવી ત્યાં ચડે ઠોકરાતો :
ભૂલ જેણે નથી જીવનમાં કંઈ કીધી,
તે ભલે અન્ય પર થાય તાતો !

માફ ભૂલો કરે રાત્રિની કૈંક, ત્યાં
સૌમ્યતા શી ઉષાને સુહાવે !
માફ ભૂલો કરે દિવસની તેમ, ત્યાં
ભવ્યતા કેવી સંધ્યા સજાવે !
માફ ભૂલો કરે પૃથ્વીની કૈંક, ત્યાં
દિવ્યતા સૃષ્ટિમાં શી પ્રસારે !
માનવીબંધુને માફ કરતો સદા
માનવી આપ પ્રભુતા વધારે.

૩૨૧

ભૂલનાં દ્વારને બંધ કરશો નહીં,
  ભૂલ કરતાંજ અહીં સત્ય જડશે,
ભૂલનાં દ્વારને બંધ કરતાં તહીં
  સત્ય પણ બંધ રહીને સબડશે;
સત્યનું મૂળિયું ભૂલમાં છે રહ્યું,
  સત્યનું ફૂલ ત્યાંથીજ ફૂટે;
મૂળિયું કાપતાં ફૂલ ક્યાંથી ઉગે ?
  સત્યની ભાવના કેમ ઊઠે ?

ભૂલનારો નહીં આજને ભૂલશે,
  તો પછી કાલને કોણ સ્મરશે ?
ભૂલ્યું ભૂલી જતાં થાય અંધાર, તો
  સત્યનાં તેજ ફરી કોણ ભરશે ?
ભૂલની ધૂળમાં સોનું રહે રસળતું,
  ભૂલની ખીણમાં રત્ન પાકે :
ભૂલ તો સત્યને સહજ દેખાડશે,
  ભૂલ કરનાર કયમ સત્ય ઢાંકે ?

૩૨૨

જાણ્યું અણજાણ્યું જે નહીં કરી જાણતો,
તે ન જાણે અહીં જાણવું શું:
જાણ્યું અંધારમાં અંધ હાથી સમું,
તે ગણાશે ખરૂં માણવું શું?
સ્પષ્ટ આંખે દિસે સૂર્ય ફરતો નભે,
તોય એ ભાસ નવ સત્ય જાણો;
સાગરે દૂર જઇને થતાં લુપ્ત, તે
એમ ડૂબ્યાં નથી કોઈ વહાણો!

જાણ્યું અણજાણ્યું પણ સર્વ કરવું પડે,
જ્યાં ઉરે ઉઘડે તેજબારી;
જાણ્યું અણજાણ્યું કરતાંજ અહીં જાણશે
માનવી વિશ્વની વાત ન્યારી;
સત્ય નહીં બોલતું મુખ ઉઘાડી કશું,
તોય છે પ્રબળ આ મૌન એનું:
ક્રોડ ગોળા ઝળે અમિત આકાશમાં,
તોય નહીં તૂટતું મૌન તેનું!

૩૧૩

સત્યને શોધતાં સતત રહેવું જગે,
અર્થ છો જાય ત્યાં યત્ન લાખો;
સત્ય આ જીવનમાં છો ન પકડાય, પણ
સત્યનો ભાસ કંઈ થાય ઝાંખો;
જીવનને જીવનઆનંદમાં યોજવું,
પરમ આનંદને પંથ પડવા;
પૃથ્વીમાં પાય છો ધૂળ રગડાય, પણ
ઉંચકવું શીશ આકાશ અડવા!

માનવીજીવનનું એ મહાધ્યેય છે,
એ મહાનિયમ છે જીવનકેરો;
માનવી રત્ન કે માનવી ઠીકરી છે,
એ જ છે જીવનનો ભેદ ઘેરો;
માનવીજીવનનું રત્ન ઝળકાવવું
રહે ભલે તે કપાતું ઘસાતું!
ક્યાં રહી માટી, પાષાણ નિસ્તેજ ક્યાં,
ક્યાં બને રત્ન તેનું સુહાતું!

૩૨૪

જગતમાં અલ્પ આ માનવીજીવનનું
શું ભલાઈ વિના અન્ય રહેશે?
લક્ષ્મી ને કીર્ત્તિ છે વીજચમકાર શા
પલક ઝબુકી ફરી ક્લેશ દેશે;
શક્તિ છે મેઘગર્જન સમી સરકતી,
રૂપ સંધ્યાતણા રંગ જેવું:
ચલિત આ જગતમાં દલિત એ સૌ થતું:
શું ભલાઈ વિના અન્ય લેવું?

જીવન પાસે જગત માગતું લ્હેણું, પણ
છે ભલાઈજ દેણું જગતનું;
નહીંજ ખૂટે, વછૂટે, ન લૂંટે અવર,
એ જીવનદ્રવ્ય બહુ છે અગતનું;
સ્વર્ગની લાંચ ને નરકનો ભય તજી,
છે ભલાને ભલાઈજ કરવી:
ચલિત આ જીવનમાં ફલિત છે અન્ય શું?
જીવનસૌરભથકી સૃષ્ટિ ભરવી.

૩૨૫

જે ભલાઈ વસે માનવીમાં જગે,
તે ભલાઈ નથી સ્વાર્થ સાટે;
જે મધુર રુચિર સૌરભ રહ્યું પુષ્પમાં,
તે નથી પુષ્પના ભોગ માટે;
એ ભલાઈજ છે જીવનસૌરભ પરમ,
અલ્પ આ જીવનનું દીર્ઘ સ્મરણું;
એજ સ્મરણે જીવન ધન્ય રહે જગતમાં,
જીવન નહિતર અફળ શુષ્ક તરણું.

કસ્તુરી જે રહી કસ્તુરીમૃગ વિષે,
છેજ તે કામની જગત કાજે;
માનવી જે ભલાઈભર્યો છે જગે,
તે જગત કાજ નિજ હૃદય દાઝે;
ગાન પોતે ન નિજ સૂર છૂટા કરે,
નહીં અમીરાઈ છોડે નવાબી:
કેમ ગુલાબ પોતેજ ચૂંટી શકે
પાંદડીમાં રહી નિજ ગુલાબી?

૩૨૬

કાર્ય કર, કાર્ય કર, કાર્ય કર સતત તું !
કાર્ય વિણ જગતમાં કો ન મુક્તિ;
શું પડી શોકમાં કાર્યને ભૂલતો ?
કાર્યમાં ધર્મની સર્વ જુક્તિ;
જેહ ગુંથાઇ મધમાખ નિજ કાર્યમાં,
વખત તેને નથી શોક કરવા;
ઋતુ ગયા પછી મળે જીવનરસ ક્યાંથકી ?
કાળને કોઇની કંઇ ન પરવા.

ફરજ તારૂં જગતને ભરી ફેડવું,
ફરજ તારી બધી લે બજાવી;
ક્યાંથી, શા કાજ, કે કેમ તે પરિણમે,
એ બધા તર્કને દે ડુબાવી !
સર્વ ગ્રહને લઈ સાથ અવકાશમાં
સુર્ય પણ ઘૂમતો જાય ધર્મે;
તેમ સંસારનો ભાર વ્હેતાં સતત,
વેરતો જ્યોતિ નિજ જા સુકર્મે !

૩૨૭

જીવનનો બોજ પણ કાર્યપ્રદ શો રચ્યો !
ઘડીઘડી જીવનને દે દબાવી :
બોજ આ દેહનો પ્રથમ ઉપાડતાં
જીવનને પંથમાં દે થકાવી ;
ઘડીઘડી વ્યાધિ ને વેદના બાઝતી
જીવનને કોતરી ખાય ધીરે,
વ્યોમને વાદળાં બાઝીને જેમ ત્યાં
હૃદય તેનું પ્રકટ વીજ ચીરે !

શોક ને ક્લેશ લીધાદીધા વણ જડ્યા,
કષ્ટ સંતાપ પોતે જગાડ્યા :
જીવનના બોજ વહેવા ઉપાડી બધા,
જુલમ અન્યાય છો રહે પછાડ્યા ;
વિશ્વમંડળ વિષે સર્વ ગોળા ઘૂમે,
બોજ નિજ નિજ ઉપાડી પ્રકાશે ;
પૃથ્વી પણ બોજ નિજ સૌ ઉપાડી ખીલે,
એક શું માનવી હારી ખાશે ?

૩૨૮

જીવનકર્ત્તવ્ય જે આપણાં છે જગે,
તે બધાં સ્નેહથી સિદ્ધ કરવાં;
સર્વ સંજોગમાં મધુર ઉરભાવથી
જીવનઋણ સર્વ અણમોલ ભરવાં;
વિશ્વની જાળમાં જે ગુંથાઈ પડ્યું,
ને હજી જાય ત્યાં જે ગુંથાતું,
તે નહીં સર્વ સમજાય અહીં કોઈને,
જીવનવણતર કશું રહે વણાતું.

કેમ હું આ કરૂં? શું ય ખોટું ખરૂં?
શું થશે હું કરૂં એમ આ તો?
એ બધી વ્યર્થ શંકા હૃદયની તજો,
એ બધી ગર્વની વ્યર્થ વાતો!
જીવનકર્ત્તવ્ય છે જીવનઉપયોગમાં,
ચૂકતાં જીવનની થાય હાંસી;
વસ્તુનું રૂપ નહી શુદ્ધ સાધી શકે,
જે કરે વસ્તુથી આંખ ત્રાંસી!

જીવનનું કર્ત્તવ્ય

૩૨૯

આપણા પૂર્વજો સૌ મહાજન હતા,
કાર્ય કીધાં જગે કંઈ અનેરાં;
ઋષિ, મુનિ, ઓલમા, સુભટ વીરો મહા,—
ધન્ય હો નામ એ સર્વ કેરાં!
સ્વર્ણયુગમાં કીધાં કાર્ય કંઈ સ્વર્ણ શાં:
હજો ભલે સર્વની પ્રેરણા એ!
પણ નથી સ્વર્ણ એ આજના કથીરને
સ્વર્ણ કરતું, ખરી છે ઘૃણા એ!

આજ તો યુગ દિસે માટી પોલાદનો,
ત્યાં કરો છાતી પોલાદ જેવી:
ગત યુગોની પડી રાખ ખંડેરમાં,
તે શિરે ચોળી શી તૃપ્તિ લેવી?
આજ તો યુગ થયો કાર્ય કરનારનો,
નહીં પડી ભૂતવાતો કર્યાનો;
જીવનકર્ત્તવ્ય આ વર્તમાને કરો,
તો થશે સ્વર્ણયુગ હિનચર્યાનો!

૩૩૦

કાર્ય વિણ જીવન નવ પલક ચાલી શકે,
કાર્ય માગે જગત જીવન પાસે;
જીવનનું વહન જે જગતવહને રહ્યું,
તે ન અટકી શકે કાર્યશ્વાસે;
છે મહાનદ સમું જગતનું વહન આ,
ત્યાં જીવન સર્વ છે સરિત જેવાં;
અટકતાં કાર્ય ત્યાં વહન ક્યાંથી રહે,
જળવહન નહીં પછી ઝરણ કેવાં?

વહન કરતાં ઝરણ સરિતમાં જઈ પડે,
સરિત વહતી મહાનદ મળે છે;
વહન એ સર્વનાં ઉર સમાવી જતો
એ મહાનદ ઉદધિમાં ભળે છે;
નાનું કે મોટું પણ સર્વનું જીવન એ
જીવતું જગતના જીવન માટે;
કાર્યના વહન વિણ જીવન એ કેમ રહે?
પૃથ્વી અટકયે શું રહે પૃથ્વીપાટે?

૩૩૧

જે વિચારો મૂકે કાર્યને ગતિ વિષે,
તે વિચારો સદા શુદ્ધ રાખો;
જગતની સર્વ ગતિ છે વિચારોતણી,
છે વિચારે ભરી શક્તિ લાખો;
જો વિચારો સદા શુદ્ધ રહે મગજમાં,
તો રહે કાર્યની જ્યોતિ બઢતી:
અગ્નિની જ્યોતિ જ્યમ જાય કમતી થતી,
તેમ ત્યાં અગ્નિની રાખ પડતી!

છે વિચારોતણું જીવન સઘળું જગે,
છે વિચારોતણું જીવન સાચું;
કાર્ય તો કાય છે એ વિચારોતણી,
આત્મ વિણ દેહનું દૃશ્ય કાચું;
અણદીઠાં અગમ પક્ષી સમા ઊડતા
રંગબેરંગી રહે સૌ વિચારો;
ઝીલીને શુદ્ધ સૌ હૃદયમાં તે ભરો,
ને મનોશુદ્ધિ કાર્યે ઉતારો!

૩૩૨

જીવનનું મૂલ્ય માગે સદા જગત આ,
નહીં શકે માનવી તે ચૂકાવી;
જીવન જીવનારને આપવું એ પડે,
કેમ ના દે મુખે હાસ્ય લાવી?
હૃદય ઇચ્છે ન ઇચ્છે, છતાં મૂલ્ય એ
પ્રકૃતિની શક્તિ કો રીત લેશે:
ત્યાગશે દેશ કે પલટશે વેશ, પણ
માનવી જીવન ક્યાં ઢાંકી રહેશે?

એક પગલું પડે ચાલવા ભૂમિ પર,
ત્યાંય આ જીવન કંઈ મૂલ્ય આપે;
એક આ હાસ્યને મુખ ઉપર આણવા,
હૃદય મુખસ્નાયુમાં ક્ષોભ સ્થાપે!
જીવનનું મૂલ્ય અહીં કોણ ના આપતું?
સૂર્ય પણ મૂલ્ય એ નિત્ય દેતો:
આંબલો જ્યાં નવાંકુરતણું મૂલ્ય દે,
ત્યાંજ ભર મ્હોરથી ઝૂલી રહેતો!

૩૩૩

માનવીસિંધુ આ આપણો ઉકળતો
હૃદયમાં મારતો રહે ઉછાળા;
વિશ્વવિસ્તૃત કિનારા ઉપર ઊર્મિઓ
સતત પછડાઈ ભરતી ઉફાળા;
છે કિનારા ઉપર પાળ ફરતી પડી,
નહીં હજી સિંધુ એ ભેદી શકતો;
પાળને તોડવા મથન મોજાં કરે,
તોય ત્યાં સિંધુ ઉછળી અટકતો.

સિંધુનું મથન ચોપાસ રહે ચાલતું,
પામવા સત્ય ઉદ્દેશ એનો;
એક એ ધ્યેય માટે પછાડા ભરે,
સર્વ મોજાં વિષે નાદ જેનો;
શું કિનારાતણી પાળ અનભંગ છે ?
ફરી ફરી ત્યાં કરો યત્ન ખતે !
પાળ તોડી કદી ધ્યેય એ પામશો,
સિંધુ ને વિશ્વ બની એક અતે !

૩૩૨

જીવનનું મૂલ્ય માગે સદા જગત આ,
નહીં શકે માનવી તે ચૂકાવી;
જીવન જીવનારને આપવું એ પડે,
કેમ ના દે મુખે હાસ્ય લાવી?
હૃદય ઇચ્છે ન ઇચ્છે, છતાં મૂલ્ય એ
પ્રકૃતિની શક્તિ કો રીત લેશે:
ત્યાગશે દેશ કે પલટશે વેશ, પણ
માનવી જીવન ક્યાં ઢાંકી રહેશે?

એક પગલું પડે ચાલવા ભૂમિ પર,
ત્યાંય આ જીવન કંઈ મૂલ્ય આપે;
એક આ હાસ્યને મુખ ઉપર આણવા,
હૃદય મુખસ્નાયુમાં ક્ષોભ સ્થાપે!
જીવનનુ મૂલ્ય અહીં કોણ ના આપતું?
સૂર્ય પણ મૂલ્ય એ નિત્ય દેતો:
આંબલો જ્યાં નવાંકુરતણું મૂલ્ય દે,
ત્યાંજ ભર મ્હોરથી ઝૂલી રહેતો!

૩૩૩

માનવીસિંધુ આ આપણો ઉકળતો
હૃદયમાં મારતો રહે ઉછાળા;
વિશ્વવિસ્તૃત કિનારા ઉપર ઊર્મિઓ
સતત પછડાઈ ભરતી ઉકાળા;
છે કિનારા ઉપર પાળ ફરતી પડી,
નહીં હજી સિંધુ એ ભેદી શકતો:
પાળને તોડવા મથન મોજાં કરે,
તોય ત્યાં સિંધુ ઉછળી અટકતો.

સિંધુનું મથન ચોપાસ રહે ચાલતું,
પામવા સત્ય ઉદ્દેશ એનો;
એક એ ધ્યેય માટે પછાડા ભરે,
સર્વ મોજાં વિષે નાદ જેનો;
શું કિનારાતણી પાળ અનભેદ્ય છે?
ફરી ફરી ત્યાં કરો યત્ન ખંતે!
પાળ તોડી કદી ધ્યેય એ પામશો,
સિંધુ ને વિશ્વ બની એક અંતે!

૩૩૪

જગતની કદર માટે કશું ટળવળવું?
સર્વને સર્વ લાગે ન રૂડું;
પાંચ પંદર ભલું બોલશે એમ, તો
સો બસેં બોલશે તેમ ભૂંડું;
કોઈના શબ્દથી શું વધે કે ઘટે?
સૂર્ય માગે નહીં અન્ય આંખો:
આપ મનથી કરી સારૂં સૌ યત્નથી
આત્મનિષ્ઠાથી સંતોષ રાખો!

છેક આકાશમાં મૌન વ્યાપ્યું બધે,
નહીં વદે કોઈ આકાશવાસી;
કોઈ થોભે નહીં પલક નિજ માર્ગમાં,—
જ્યોતિ મારી જુઓ કો તપાસી!
એક કર્ત્તવ્યમાં ઘૂમવું સર્વને,
જીવનની પૂર્ણ જ્યોતિજ ઝગવવા:
જીવનપંથે જતાં, કાર્ય નિજ સાધતાં,
જોઈ પાછું ચરણ શે ડગવવા?

૩૩૫

માનવી! ઉચ્ચ કર ધ્યેય તારાં બધાં,
મથી રહે પૂગવા ઉચ્ચ સ્થાને;
દેહ ને આત્મની શક્તિઓ સૌ કસી,
સફળ કર જન્મ તુજ સંવિધાને;
કોઈ નવ બાધ કે રોધ રહે વાટમાં,
કોઈ પણ ખટક રાખે ન ખોટી:
રહે અણીશુદ્ધ તુજ ધ્યેયને ધૈર્યથી,
કોટિ છો થાય તારી કસોટી!

માનવી! તું અનંતત્વનું બાળ છે,
પરમ આનંદ પર હક્ક તારો;
ક્રોડ તારા ઝબુકતા હસે વિશ્વમાં,
તે મહીં એક તું પણ સિતારો!
સર્વ આ વિશ્વની લક્ષ્મી તારીજ છે,
સત્ય ને શ્રેયની તલપ ફળશે:
પ્રાજ્ઞતા દોરશે, સ્નેહ ભર મ્હોરશે,
ને પરમ શાંતિ આનંદ મળશે!

૩૩૬

જીવવું; જીવનનો શ્વાસ લેવો સતત;
ઘૂમવું જગતમાં શક્તિ સાથે;
જાણવી જીવનઆનંદની વેદના;
ચોળવું સ્વર્ગ ને નરક હાથે;
કર્મ, દુર્ભાગ્ય, પ્રતિકૂળ સંજોગ સૌ
અવગણી રહેવું ઊભા અડગ ત્યાં;
જીવવું, જીવવા દેવું, જીવાડવું:
જીવનનો વિજય બીજો સુભગ ક્યાં ?

સર્વ અન્યાય ને જુલમ સહેવા જગે;
સર્વ અપરાધ ને દોષ ક્ષમવા;
સર્વ ફરિયાદને હૃદયમાં ગાડવી;
સર્વ નિજ દેહના દોર દમવા;
જ્ઞાન, ડહાપણ, વિનય, ધૈર્ય ને સત્યતા
રાખવાં જીવનસ્વાતંત્ર્ય કાજે;
ને જીવનજ્યોતિ સ્નેહે જળાવી જવું:
ધન્ય એ જીવન જગતે વિરાજે!

૩૩૭

સકળ બ્રહ્માંડમાં આત્મ એકજ રહે,
ને રહે સર્વમાં તેજ વ્યાપી;
દેહ આ એજ પરમાત્મમંદિર ખરું,—
દિવ્યતા ધૂળમાં અજબ સ્થાપી!
સૂક્ષ્મનું બિંબ એ સ્થૂળદર્પણ પડે,
છાય પરમાત્મનું બિંબ દેહે:
દેહની માટીમાં કોઈ પ્રભુતા નથી,
સર્વ પ્રભુતા વસે આત્મસ્નેહે.

સકળ બ્રહ્માંડમાં વ્યાપતા આત્મ શો
સ્નેહ પણ સર્વવ્યાપી છવાયો;
સ્નેહ બંધાય જ્યાં કોઇ મર્યાદમાં,
ત્યાંજ છે દુઃખ ને અંતરાયો;
કોઈ પણ વર્તુલે સ્નેહ જકડાય, ત્યાં
દુઃખ જન્માવતી છાય માયા:
જીવનને રક્ષવા જીવન ખોવું પડે,
સ્નેહ લે ભોગ સ્નેહે સવાયા!

૩૩૮

સર્વ ધિક્કાર, ભય, દ્વેષ ને સ્વાર્થ આ,
દર્પ આ ગર્વ ને શક્તિ કેરા;
સર્વ આ ભ્રમ, અસૂયા, કપટ ને દગા,
સર્વ ઉન્માદના જુલમ ઘેરા;
સર્વ લજ્જા, તિરસ્કાર, અપમાન આ,
સર્વ નિંદા, અધમતા, બુરાઈ;
સર્વ આ ક્રૂરતા, વક્રતા જીવનની
જીવનથી શું જશે ના ભુંસાઈ ?

એક દિન તોય આ જગતમાં આવશે,—
હો ભલે લાખ વર્ષો પછી તે,
સ્નેહનું સત્ય સામ્રાજ્ય જ્યારે બધે
વ્યાપશે જગતમાં રૂડી રીતે!
માનવીજીવન ત્યારે ખરૂં ઝળકશે,
જીવનમહિમા પ્રભા પરમ ભરશે;
સ્નેહનો સૂર્ય સૌંદર્ય જ્યાં વેરશે,
પૃથ્વીમાં સ્વર્ગ સાચું ઉતરશે!

૩૩૯

સ્નેહ ને શક્તિની હોય સમતોલતા,
ત્યાંજ છે જીવનની સત્ય સિદ્ધિ;
સ્નેહ વિણ જીવન રસએકતા નવ ગ્રહે,
શક્તિ વિણ પ્રગતિ કે ન્હોય વૃદ્ધિ;
શક્તિ વિણ સ્નેહ છે અબળ ને પાંગળો,
સ્નેહ વિણ શક્તિ છે તેમ અંધી;
જીવનનું યુગલ એ જીવનનો પ્રાણ છે,
તોજ જીવી વધે સૃષ્ટિ સંધી.

સૃષ્ટિમાં સૌ વિખેરાઈ પડિયું દિસે
પ્રકટ ચૈતન્ય જડ સામસામે;
સ્નેહની છેજ રસએકતા સવમાં,
તેજ અન્યોન્યમાં ભુક્તિ પામે;
સ્નેહ ને શક્તિથી સૃષ્ટિ રહે ચાલતી,
સ્નેહ ધારે અને શક્તિ તારે:
સૂર્ય પોષે બધું સ્નેહની જ્યોતિથી,
ને કસી શક્તિતાપે વધારે!

૩૪૦

માલમિલકત કહો, અખુટ દોલત કહો,
સર્વ એ શક્તિનાં ચિહ્ન જગમાં;
ચાલવું સહજ કે ગાઉભર ચાલવું:
શક્તિનાં માપ છે માત્ર ડગમાં;
સુખ જડે નહીંજ એ શક્તિના માર્ગમાં,
સહજ વધઘટ થતી શક્તિ કેરી:
માસના ચક્રમાં કદી ન બે રાત પણ
ચન્દ્ર સરખી ફરે તેજફેરી!

સર્વ બ્રહ્માંડ આ આપણું છે, છતાં
એક કો ટૂકડો શીદ ચહીએ?
ક્રોડ તેજસ્વી તારા તજી આપણા,
વીજદીપે કશા મોહી રહીએ?
શક્તિના ધોધ આ નિત્ય વહેતા રહે,
ચક્રમાં ચક્ર ચિરકાલ ચાલે:
ચક્રના ભ્રમણમાં અચલ કો સુખ નથી,
સર્વ ચીરાય જે ચક્ર ઝાલે!

૩૪૧

કિરણમાં જે વસે ઝળકતું તેજ, તે
ઉતરે મૂળ નિજ જ્યોતિમાંથી;
કિરણને તોડવા કે પકડવા જતાં
કિરણ ને તેજ ઉડી જાય ત્યાંથી;
જ્યોતિમાંથીજ છે જ્યોતિનાં કિરણ, તે
જ્યોતિ વિણ ક્યાંથી અસ્તિત્વ રાખે?
ઊંડું સરવરતળે જ્યોતિભર નભ ઝળે,
ઝાલવા તેહ કર કોણ નાખે?

બ્રહ્મસુખ વ્યાપતું સકળ બ્રહ્માંડમાં,
તે ન પકડાય બ્રહ્માંડખંડે;
જ્યોતિના કિરણ શું સુખ દિસે ઝળકતું,
પણ પૃથક વસ્તુમાં રહે ન પંડે;
જો રહે સત્ય સુખ સર્વમાં વ્યાપતું,
તો જડે તે નહીં કો વિભાગે;
વિશ્વના સ્નેહમાં સુખ ખરૂં છે વસ્યું,
વિશ્વસ્નેહે કદી સુખ ન ત્યાગે.

૩૪૨

કંઈક ધગતાં રણો નજર પાછળ પડ્યાં,
કૈંક સૂકા પડ્યા પ્હાડ સામે;
કૈંક ટંટા, પ્રપંચો, લડાઈ થકી
પૃથ્વીને પાટ વેરાન જામે;
દ્વેષ, ધિક્કાર ને ખાર છાઈ રહ્યા,
રક્ત ને આંસુમાં દેહ લોટી;
પણ હજી માનવી હાસ્ય કંઇ કરી રહ્યો,
એજ બક્ષીસ છે અજબ મોટી!

માનવીજીવનની કરુણતા કેવી આ!
કેવી આ છે વ્યવસ્થા જગતની!
સ્નેહ આનંદને તોડવામાં હશે
કો ગહન ચાલ વિધિની રમતની?
મર્ત્ય આ માટીમાં જેહ પ્રભુતા વસી,
તેજ એ સ્નેહ અહીં એમ રડતો:
પુષ્પનું પરમ સૌરભ લૂંટી તોડતાં
પુષ્પથી વધુ કશો સાર જડતો?

૩૪૨

કંઈક ધગતાં રણો નજર પાછળ પડયાં,
કૈંક સૂકા પડ્યા પ્હાડ સામે ;
કૈંક ટંટા, પ્રપંચો, લડાઈ થકી
પૃથ્વીને પાટ વેરાન જામે ;
દ્વેષ, ધિક્કાર ને ખાર છાઈ રહ્યા,
રક્ત ને આંસુમાં દેહ લોટી ;
પણ હજી માનવી હાસ્ય કંઇ કરી રહ્યો,
એજ બક્ષીસ છે અજબ મોટી !

માનવીજીવનની કરુણતા કેવી આ !
કેવી આ છે વ્યવસ્થા જગતની !
સ્નેહ આનંદને તોડવામાં હશે
કો ગહન ચાલ વિધિની રમતની ?
મર્ત્ય આ માટીમાં જેહ પ્રભુતા વસી,
તેજ એ સ્નેહ અહીં એમ રડતો :
પુષ્પનું પરમ સૌરભ લૂંટી તોડતાં
પુષ્પથી વધુ કશો સાર જડતો ?

૩૪૩

જે વિસંવાદ દેખાય ચોપાસ, તે
માત્ર જીવનસપાટી ઉપરનો;
અંતરે તો સદા શાંતિ આનંદ છે,
સૂસવાટો બધો છે શિખરનો;
છે વિસંવાદ મસ્તાન મોજાં સમો,
જેહ પછડાય પ્રત્યેક પવને;
શાંતિ છે સિંધુઊંડાણની સ્વસ્થતા,
નવ ઊઠે ઊર્મિ ત્યાં અચળભવને.

ક્લેશ સંતાપ બાવા નડે જીવનમાં,
ત્યાંજ અંતર ભણી દૃષ્ટિ વાળો;
જીવનતળ પર થતું છોડી દો દેખવું,
તોડી દો તુચ્છ એ સૌ ઉછાળો!
શક્તિ જે સૃષ્ટિનું પરમ સર્જન કરે,
તે શું એ સૃષ્ટિથી છે ન મોટી?
વ્યોમની શાંતિ નવ કો ચળાવી શકે,
છો જળે તારકો કોટિ કોટિ!

૩૪૫

સુખ નહીં વસ્તુની રેલછેલે વસે.
　　સુખ નહીં કર્મજોડ્યાં કુટુંબે;
સુખ નહીં કલ્પનાક્ષિતિજ પર તરલ કો
　　મૂર્તિને દૂરથી વિફલ ચુંબે;
સુખ સમી વસ્તુ જો કો હશે. તો હશે
　　હૃદયકેરી મહત્તા વિષે તે:
જીવન સૌંદર્ય આનન્દ પરમાર્થમાં
　　જ્યાં રહે ખીલતાં સુખ હસેતે.

અંતરાત્મા વસે અદીઠ ઊંડાણમાં,
　　નવ શકે કોઈ ત્યાં જોઈ એને;
એજ ઊંડાણમાં ખોળતાં ખોળતાં
　　થાય આનંદનાં દર્શ નેને;
નથીજ આનદ કંઈ પૂર્વ કે પશ્ચિમે,
　　અવનિમાં કે નથી અંતરિક્ષે;
પણ જહીં સૂર્ય નિજ કિરણ ઊંડાં પૂરે.
　　ત્યાંજ તે ભવ્ય રંગો નિરીક્ષે!

૩૪૬

અંતરાત્મા પડ્યો છે ગહન બંધને
સ્થૂળ પંચેંદ્રિયોમાં જડાઈ;
પ્રકૃતિની શક્તિ ચોપાસ રહે નિરખતો
ને રહે દેહછાયે ગુંથાઈ:
ધૂળ ને મૃત્યુની તરફ ધસડાતી રહે
વિશ્વની વસ્તુઓ સર્વ અંતે:
જાણ્યું નહીં જાણ્યું જ્યાં એક કંઈ લાખમાં,
ત્યાં પડી જાય પડદા દિગંતે.

સ્થૂળ એ તિમિરપટ જ્યાં જશે ઉતરી,
જ્યાં જશે બંધનો સર્વે તૂટી;
સ્થૂળ આ દેહના પ્રબળ અધિકાર સૌ
આત્મસત્યે જશે જ્યાં વછૂટી;
ત્યાંજ એ અંતરાત્મા ફરી ઝમુકશે,
વીંઝશે દિવ્યતાકેરી પાંખો;
ભવ્ય નિજ મુક્તિ ને વિજયનાં દર્શને
થાય આનંદમય જન્મ આખો!

૩૪૭

સૂણજો પરમ સંવાદ અંતરતણો!
એજ છે વિશ્વસંવાદદોરી;
સ્નેહના સતત જ્યાં અમીફુવારા ઉડે,
છલકજો તેજ લોચનકટોરી!
ગુહ્ય કો યજ્ઞ જળતો રહે અંતરે,
તેજ આ આંખમાં જ્યોતિ પૂરે:
હાસ્ય કરજો તદા જગત પર ઝલકતાં
વિરલ એ નયનનાં દિવ્ય નૂરે!

જીવન તો સર્વદા વ્યક્ત બનવા ચહે,
થાય આવિષ્કરણ નિત્ય એનું;
ગુપ્ત અણદીઠ નિજ કેંદ્રમાંથી ફૂટી
જાય ખુલતું સદા સત્ત્વ તેનું;
નવનવા ઘાટ સુંદર રહે ધારતું,
વૃક્ષ ખીલી ઝૂલે ફૂલ જેવો:
છોડઉરથી ઉગે ફૂલ ગુલાબનું,
મનુજઉરથી ઉગે સ્નેહ તેવો!

૩૪૯

સર્વ આ તારકો ઘૂમતા વ્યોમમાં
પોતપોતાતણાં જીવન જીવી;
પોતપોતાતણાં ચક્રમાં ચાલતા
નાની કે મોટી નિજ રાખી દીવી;
સર્વ અન્યોન્યને ખેંચતા નિજ ભણી,
સ્નેહ આકર્ષણે નિત્ય રહેતા;
પોતપોતાતણી જ્યોતિ સૌ વેરતા,
સર્વ નિજ કાર્યમાં સતત વહેતા.

ક્રોડ આ તારકોનાં જીવન કંઈ મળી
એક આકાશજીવન ખીલાવે;
ક્રોડ આ માનવોનાં જીવન ત્યમ મળી
માનવીજીવન જગમાં દીપાવે!
નાનુ કે મોટુ ક્યમ જીવન કોનુ કહો,
માનવીજીવનના સર્વ તારા:
સ્નેહ આકર્ષણે સર્વ રહો ઝમુકતા,
માનવીજીવન દીપાવનારા!

૩૫૦

વિશ્વ છે સકળ અન્યોન્યને આશ્રયે,
 તાં નિરર્થક ગણો કેમ કાંઈ !
સર્વનુ સ્થાન છે નિયત આ વિશ્વમાં,
 સર્વની વ્યક્તિ જૂદી ઘડાઈ;
મૂળ તત્ત્વો રહ્યાં તારકોમાંહીં જે,
 તેજ તત્ત્વો વસ્યાં સર્વ દેહે :
તારકો ભાવ ઉભરાવતા તેજથી,
 વૃક્ષ ઉભરાય ત્યમ પુષ્પનેહે.

એક આ પુષ્પ સૂકાઇને ખરી જતું,
 એક તારો ગગનમાંહીં ખરતો;
એક પથ્થર ખસેડાય આ પૃથ્વીમાં,
 સિંધુમાં એક મોજે ઉતરતો;
એક આંસુ પડે માનવીઆંખથી,
 પર્વતે એક જળધોધ તૂટે :
જગતમાં છેજ સાપેક્ષતા સર્વની,
 એક વિણ અન્યનું જીવન ખૂટે !

૩૫૧

ક્રોડજન મારીને લાખ કો જીવતા,
લાખને મારીને કો હજારો,
ને હજારો હણીને જીવે સેંકડો,
સેંકડો મારી રહે એક સારો:
માગતો જે દયા ને કૃપા નાથની,
તે દયા ને કૃપા સર્વ છોડે;
હૃદય દાવો કરે નિત્ય જે સ્નેહનો,
સ્નેહ તે અન્ય ઉર કાજ તોડે!

છે કશી માનવીજીવનની અમરતા,
કે અહીં માનવી એમ ભૂલે?
પાદ જેનો રહે કચ્ચડતો અન્યને,
શીશ તેનું છુંદી અન્ય ફૂલે!
પૃથ્વીને છુંદતો મ્હેલ ઊભો રહે,
મ્હેલને છુંદતો કાળ ઊભે:
માટી જીતાય નહીં માટીની શક્તિથી,
માનવી કેમ એ ગર્ત ડૂબે?

૩૫૨

માટી જીતાય નહીં માટીની શક્તિથી,
માટી જીતાય તો હૃદયસ્નેહે :
પૃથ્વી જીતાઈને પાઠ નિજ આપતી.
જીત ભીંજાતીજ નિજ હૃદયમેહે;
માટીની ઉષ્ણતા માટીની સાથ આ
જીવનને નિત્ય રાખે ઉકળતું,
સ્નેહનુ વારિ છંટાય ત્યારે તહીં
જીવનને માટીનુ સત્ત્વ મળતું.

માટીમાંથી ઉખેડી નજર માનવી
સ્નેહની જ્યોતને જોય ક્યારે ?
માટીમાં અહમ્ના ભ્રમ વિષે ભટકતું
જીવન આ એક સ્નેહજ ઉગારે :
સૂર્યની જ્યોતિ આ પૃથ્વીમાં પ્રસરતાં
જગતનાં દ્વારને દે ઉઘાડી,
પણ જુઓ સ્નેહની જ્યોતિ એ જગતના
સર્વ ભંડાર દે બહાર કાઢી !

૩૫૩

આ બધી વસ્તુ વેરાઈ વિશ્વે પડી,
આ પરસ્પર રહ્યા કલહ જગમાં;
આ બધાં યુદ્ધ અન્યોન્યને તોડતાં,
આ અસૂયાતણાં ઝેર દૃગમાં:
આ બધા ભય, અને હાનિના શોર આ,
આ બધી રક્તતૃષ્ણા ઉદરની:
જોઈ જોઈ બધું હૃદય ચીરાય આ,
એક વિણ ખોટ એ વિશ્વભરની!

આ બધું વિશ્વ વેરાઈને છે પડ્યુ
તેજ અંધારની ખેંચતાણે:
વિશ્વમાળા વિખેરાઈ તૂટી પડી,
સર્વ મણકા જીવન ભિન્ન માણે!
તેજ અંધારની પાર છે જે રહ્યા,
એજ માળાતણો સ્નેહદોરો:
માનવી સ્નેહ એ નિજ જીવન પૂરશે,
ત્યાં થશે વિશ્વ અમીનો કટોરો!

૩૫૪

જીવન જીવવા સમું સર્વનું છે જગે,
સર્વની પાસ છે મૂળ જ્યોતિ ;
જીવનઆનંદ છે ઉચ્ચ આ જગતમાં,
કેમ એ માનવીદૃષ્ટિ ખોતી ?
આંખ કે કલ્પના પૂગી શકતી નહીં,
તેથી યે પાર ઊંચાણ તેનાં ;
જગતની ખીણમાં ધુંધવાતાં રહે,
કેમ ઊંચાણ તે જોય નેણાં ?

જીવનઆનંદના માર્ગ બે મુખ્ય છે :
એક છે સ્થૂળ ને સૂક્ષ્મ બીજો :
સ્થૂળ આનંદ બાળે ત્વરિત દેહને,
સ્થૂળ આનંદનો એ નતીજો ;
ઘડીકનું તેજ જોવા ઊઠે ભભુકા તે
મીણબત્તી બળી જાય પોતે ;—
સૂક્ષ્મ આનંદઆસ્વાદ છે અમી સમો,
ચંદ્રિકા જ્યમ ઝળે ચન્દ્રજ્યોતે !

૩૫૫

સ્થૂળ આનંદ શું આપશે આખરે,
માત્ર જે નિજ જીવનનેજ જાણે?—
અન્યનાં દુઃખમાં જોય ઉલ્લાસ નિજ,
અન્યનાં આંસુમાં જીત માણે;
જે ગુલાબે વસ્યું પરમ સૌંદર્ય તે
દિવ્ય આનંદ આપે હૃદયને;
સ્થૂળ તેની સુગંધીથકી કચડી તે
પામશો કેમ સૌંદર્ય નયને?

અણઅડયા જે ઉપાગાલ રંગો ઝળે,
તે ઉડે સૂર્યઅંગુલિજ અડતાં;
વિશ્વસૌંદર્યના સૂક્ષ્મ આનંદ સૌ
ઝટ ઉડી જાય દેહે પકડતાં;
સ્થૂળ આનંદ લાગે ગળ્યો પ્રથમ, પણ
આખરે થાય સહુ સ્વાદ ફીકો;
તેજ કૂચા ફરીને ફરી ચાવતાં,
પામશે રસ કશો કો અધિકો?

૩૫૬

પરમ આનંદ ક્યમ પ્રભુતણો મેળવે
જે જતો ઢુંઢવા વ્યગ્ર દેહે?
પરમ આનંદ છે હૃદયની શાંતિમાં,
પરમ આનંદ છે વિશ્વસ્નેહે:
વીજ ગગડાટથી વાદળાં ખળભળે,
ત્યાં ન કો શાંતિ આનંદ ભાસે;
પણ ઝરે મેઘ જ્યાં ક્રોડ ધારે અમી,
ને ઉરે ધનુ ઠરે સૂર્યહાસે!

કેમ આનંદ એ અંતરે અનુભવો,
જો વિમળતા પૂરી ના હૂલે ત્યાં?
જો ન આકાશઅંધાર નિર્મળ રહે,
શુદ્ધ નવ સ્વર્ગગંગા ખુલે ત્યાં;
પળપળે અંતરે વાસના જ્યાં ઊઠે,
પરમ આનંદ ત્યાં કેમ ઝાંખે?
પૃથ્વીનો ધુમસ જે વળગી રહે પૃથ્વીને,
તેજ ત્યાં સૂર્યને ઢાંકી નાખે!

૩૫૭

હોય છલછલ સરોવર ભર્યું આંસુથી,
પણ કમળ હાસ્યનાં ત્યાં ઉગાડો;
હોય દુઃખકષ્ટથી વન ખીચોખીચ ભર્યાં,
ધો તહીં રોપી આનંદઝાડો;
હોય સાગર વ્યથાથી ભર્યો ઊકળતો,
તોય ત્યાં ધૈર્યનૌકા ચલાવો:
હાસ્ય, આનંદ ને ધૈર્ય છે જીવનનાં;
જીવનમાંથીજ લે જીવન લ્હાવો.

બીજમાંથીજ વૃક્ષો ઉગે ભૂમિમાં,
વૃક્ષમાંથી ઉગે મધુર ફૂલો;
પવન ફૂંકાય ને કીટ કંઈ ખાય, પણ
ફૂલનો મ્હાર ફૂટે અમૂલો;
જીવનઆનંદ પણ જીવનમાંથીજ એ
ક્લેશ ને શોક વચ્ચે વિકાસે:
અગ્નિને બુઝવવા વાયુ ફૂંકે, છતાં
અગ્નિ ભડકો કરીને પ્રકાશે!

૩૫૮

અમર આનંદનું બીજ મોંઘું પડ્યું
માનવીઅંતરે છેક ઊંડું;
દુ:ખ કે વેદનાથી મરે નવ કદી,
જાય તૂટી ભલે બાહ્ય ફૂંડું;
જે અમર સ્નેહ છે જીવન જોડાયલો,
તેજ એ બીજને અમર રાખે:
વાયુમાં અગ્નિનો અમર વાસો રહ્યો,
તેજ ઘનઘર્ષણે વીજ દાખે!

અમર આનંદ એ અંતરે જે વસે,
તે મહાદુ:ખમાં પણ ઝમૂકે;
માનવીજ્યોતિને જ્વલિત રાખે, ભલે
વિશ્વનાં સર્વ તોફાન ફૂંકે;
મધુર આનંદનો આત્મ તો અમર છે,
જગત તેનું ભલે હાસ્ય ચૂંટે:
છોડથી ફૂલ ચૂંટો ગમે તેટલાં,
તોય બીજાં નહીં ફૂલ ફૂટે!

૩૫૯

કંઈક ઊંચાણ આનંદનાં છે ઉરે,
ટોચ પાછળ અવર ટોચ ઊંચી;
હૃદયઊંડાણમાં ઉતરતાં ત્યાં મળે
પરમ આનંદની દિવ્ય કૂંચી;
એક આનંદ માટે મથે જીવન આ,
તે મળ્યો કે અવર દૃષ્ટિ પડતો;
ટોચની હાર પર હાર પાછળ રહી,
પૂર્ણ આનંદ નવ તોય જડતો.

સર્વ કડકા પડ્યા બ્હાર આનંદના
દોરવા માનવીઆંખ ત્યાંહીં;
મૂળિયું છે રહ્યું સર્વનું અંતરે,
તેજ રસ મૂળનો છાય માંહીં;
હૃદયઊંડાણમાં પરમ આનંદ છે,
ટોચ ત્યાં સૌ શમી જાય તેમાં:
પાસિફિક સાગરે ગૌરીશંકર શમે;
શોધશો અવર ઊંડાણ શેમાં?

૩૬૦

સ્નેહ આનંદસૌંદર્ય છે જગતનું,
 સ્નેહ સૌંદર્યઆનંદ તેનો :
સર્વ સૌંદર્ય ને સર્વ આનંદને
 છાઈ દે જ્યોતિથી સ્નેહનેનો ;
જીવનઆનંદને શોધવા ક્યાં જવું ?
 જીવનઆનંદનો વાસ હૃદયે :
પૂર્વ ક્યાં શોધવા જાય નિજ જ્યોતિને,
 જ્યોતિ પ્રસરે સ્વયં ભાનુઉદયે !

રત્નને શુ કહો ખાણ નિજ શોધવા ?
 શું કહો નભથકી તારલાને ?
કમળને શુ કહો નિજ સરોવરથકી ?
 વૃક્ષને શું ધરા ખોળવાને ?
વીજને શું કહો વાદળાં ગોતવા ?
 જ્યોતિને શું કહો અગ્નિ માટે ?
જીવનઆનંદ છે જીવનને અંતરે,
 સ્નેહની છે સુધા સ્નેહઘાટે !

૩૬૨

આપવું, આપવું, ફરી ફરી આપવું,

ને હજી આપવું, એજ રિદ્ધિ :

એક આનંદ એ પરમ છે જીવનનો,

આપવામાં પરમ જીવનસિદ્ધિ :

ફૂલને આપતાં મલ્લિકા માગશે,

મલ્લિકાથી કશું યે ન મળશે;

આપવું તો બધી વાટિકા આપવી,

કે ન કંઈ માગવાનુંજ મળશે !

આપનારો બધું આપીને છૂટશે,

આપતાં આત્મનું કંઈ ન ખૂટે ;

મેઘ આપી બધું ખાલી પોતે થતો,

તોય પાછો ગગન ગાજી ઊઠે ;

આપતાં આપતાં જીવન હેલાય, ને

આત્મ રેલાય નિજ દિવ્યતાથી :

સૂર્ય સર્વસ્વ આ જગતને આપતો,

રેલતો ત્યાંજ પ્રભુની પ્રભાથી !

૩૬૩

સ્નેહની વાત આ માનવી સૌ કરે,
પણ નહીં સ્નેહ કો શુદ્ધ પ્રીછે;
સ્થૂળ પ્રેમે રહી જાતિ આકર્ષણે
સર્વ નિજ દેહની તૃપ્તિ ઇચ્છે;
ફૂલના રંગ કે ફૂલની ગંધમાં
સ્નેહ વસતો નથી ફૂલ કાજે;
પણ રહ્યું તત્ત્વ એ સર્વની પાર જે,
તેજ જગવાટિકાને નવાજે!

સ્નેહના સિંધુને કો કિનારો નથી,
એક અવિરત સભર રહે ગરજતો;
રહે સતત ભરતી એમાં ભરી ગાજતો,
અખુટ આનંદમોજા સરજતો;
જેમ આકાશ દેખાય વિસ્તૃત થતું,
તેમ ફેલાય એ સ્નેહસિંધુ;
સર્વ આ વિશ્વને વીંટી લે ઊર્મિમાં,
તોય એ જઈ શમે સ્નેહબિંદુ!

૩૬૪

સ્નેહ સૌંદર્ય છે સર્વને સ્પર્શતું,
　　સ્નેહ આનંદ છે વિશ્વભરતો;
સ્નેહ સ્વાતંત્ર્ય છે સર્વ જીવનતણું,
　　સ્નેહ સંવાદ છે ભેદ હરતો;
સ્નેહ છે સત્ય સંભાળતું સૃષ્ટિને,
　　સ્નેહ છે આત્મની પરમ શક્તિ;
સ્નેહ છે સ્વામી આ સૃષ્ટિને ધારતો,
　　સ્નેહમાં છે વસી સર્વ ભક્તિ!

સૂર્યને જોય તે સૂર્યકિરણો ગ્રહી
　　દેહ ને રૂપમાં દીપ્તિ ધારે;
તેમ એ સ્નેહકિરણો ઉરે ધારતાં
　　માનવી સ્નેહજ્યોતે ઝગારે;
સ્નેહ છે વિશ્વચૈતન્યની સાંકળી,
　　પરમ બંધુત્વમાં સર્વ સાંધે;
સૃષ્ટિનો શ્વાસ એ, જીવન ઉલ્લાસ એ,
　　સેંકડો સ્વર્ગથી સ્નેહ વાધે!

૩૬૫

માનવીહૃદય સંસ્કારવા, ઉચ્ચટવા,
સ્નેહની શક્તિ છે બહુ પ્રતાપી;
સ્નેહ આ જીવનના ભાર હલકા કરે,
સ્નેહ દે સતત શ્રમપીડ કાપી;
સ્નેહ પૂરે નવી જ્યોતિ જડ આંખમાં,
ને ભરે રંગ ઓજસ્ કપોલે:
રજનીમાંથી ઉગાડી ઉષા આશભર
સ્નેહ અણુઅણુ વિષે પ્રાણ ખોલે!

સ્નેહનો ભાવ પ્રત્યેક માનવઉરે
પળપળે ધબકતો રહે છુપાયો;
મૂર્ખમાં મૂર્ખ કે અધમમાં અધમ પણ
જાય સ્નેહે અજાણે તણાયો;
સકળ બ્રહ્માંડની અજબ સમતોલતા
સ્નેહગુણ એજ સર્વત્ર રાખે:
શક્તિની વ્યર્થ આસક્તિમાં સૌ ધસે,
સ્નેહની શક્તિ છે વિશ્વ આખે!

૩૬૬

કોઈ જૂદું નથી જગતમાં સ્નેહથી,
સર્વને એકસરખાં નિહાળું:
માનવી હું મહાસ્નેહમાં સરી જતાં
માનવીરૂપ સૌ વિશ્વ ભાળું;
વિશ્વના મગજમાં તારલા આ બધા
રહે વિચારો સમા નિત્ય સ્ફુરતા;
બુદ્ધિના બિંદુ બોળાઈ એ સ્નેહમાં
વિશ્વની સાચવે સ્નેહસુરતા!

કે બધાં જ્યોતિરત્નો ન એ શું હશે
કો મહામાનવી નભ ઝગવતાં,
સ્નેહનાં અમૃતે સ્નેહમય સૌ બની
વિશ્વની બંધુતાને દીપવતાં?
પૃથ્વી પર માનવી સ્નેહને ધારતો
સર્વ સાથે ન શું એમ રહેશે?
માનવી હોય કે તારલા, તો ય કો
સ્નેહમાં ભિન્ન છે કોણ કહેશે?

૩૬૭

માનવીરૂપ હું જોઉં આ સર્વને
દૃષ્ટિ વિસ્તૃત થતી જાય મારી :
સૃષ્ટિ સંકોચતી જાય મુજ દૃષ્ટિમાં,
લક્ષ્ય રૂપો બધાં દે ઉતારી !
જોઉં પડદા દિગંતે બધા સરી જતા,
દૃષ્ટિવિસ્તાર પળપળ વધે ત્યાં ;
સ્નેહનાં કિરણ સૌ રૂપને ભેદતાં
માનવીરૂપ દેખું બધે ત્યાં !

સૂર્ય ને ચંદ્ર, તારા અને વાદળી,
સર્વને માનવીરૂપ દેખું ;
ખડક, પર્વત વળી સિંધુ ને સરિત પણ
માનવીરૂપમાં મગ્ન લેખું ;
પક્ષી, પ્રાણી અને વૃક્ષ, ઉદ્‌ભિદ્ બધાં,
રેતીકણ પણ અરે ભૂમિમાંનો—
માનવી સર્વ નિજરૂપ જોશે જગે
અંતરે સ્નેહ સ્થાપી સદાનો !

૩૬૮

આપણી ઉપર આકાશ આ છાઇને
છે રહ્યું પૃથ્વીને ઘેરી પૂરૂં,
રજનીમાં તે દિસે શ્યામઘેરૂં અને
દિવસમાં નીલવર્ણું સુભૂરૂં ;
કોઇ પણ રંગ આકાશકેરો નથી,
રવિકિરણ અનિલ શું ઉપજાવે ;
એક અણુરંગી નિર્મળ મહાકાશ એ
અંતરે ગોળ ક્રોડો હુલાવે !

એ મહાકાશ જેવોજ છાઈ રહ્યો
સ્નેહ પણ સકળ આ વિશ્વમાંહીં,
એક અણુરંગી નિજ સત્ત્વ જડચેતને
નિત્ય ગુંથી રહ્યો મહીં ગુંથાઈ;
એ મહાકાશમાં રવિ, શશી, તારલા,
પૃથ્વી, સાગર, હવા, મનુજ પ્રાણી—
સૌ મહાજીવનની વેલ ગુંથે, ભરી
સ્નેહની સેર જાણી અજાણી !

૩૬૯

સર્વ બદલાય ને સર્વ વહી જાય આ
વિશ્વના પાટ પરથી સદાનું;
જીવન સૌ ઝબકી હોલાય ને લ્હોય ત્યાં
વિશ્વપાટે પડ્યું ચિત્ર નાનું;
એક આ સ્નેહ એ સર્વને ધારતો
ટેકવે જીવનકલહે નભાવી;
જગતમાં સર્વ છાયા પડે ને ઉડે
અચળ એ સ્નેહજ્યોતિજ બતાવી!

એ અનંતત્વ, એ સત્ય, એ પ્રભુજ છે,
એજ તત્ત્વાંશ છે વિશ્વકેરો;
એજ છે અંત્ય આશા સકળ વિશ્વની,
વિશ્વઆરામનો દિવ્ય ડેરો!
એજ આકાશકેરૂં મહામૌન છે,
એ પરમ મોક્ષપદ માનવીનું:
આવજો, સ્નેહીઓ પરમ સ્નેહે ભર્યાં!
જીવન જીવીએ સદા સ્નેહભીનું!

૩૭૦

વિશ્વનો ધર્મ તો હોય એકજ બધે,
વિશ્વની એકતા સિદ્ધ કરવા;
કોઇ જૂદું નથી, કોઈ ઊંધું નથી,
કોઈના પણ નથી આત્મ વરવા;
વિશ્વના ધર્મનું ગાન સુણતાં પરમ
સર્વ આત્મા બની એક ઝૂલે:
અનિલ નિજ ગાન ફૂંકી રહે ત્યાં બધાં
ફરફરી વૃક્ષનાં પાન ઝૂલે!

વિશ્વનો ધર્મ આ એક છે સ્નેહનો,
સ્વર્ગ કે નરકનો ન્હોય કોઈ;
સ્નેહ છે શુદ્ધ દર્પણ બધા આત્મનું,
જીવન શણગારવા ત્યાંજ જોઈ;
ધર્મના ઘાટ જૂદા જૂદા હો ભલે,
ધર્મનો આત્મ છે સ્નેહ સાચો:
સ્નેહસ્વાતંત્ર્યને હોય બંધન કશાં?
જીવનમાં સ્નેહધર્મેજ રાચો!

૩૭૧

ભવ્ય ભાનુપ્રભા શો સભર ઉભરતો
સ્નેહસાગર રહ્યો સૃષ્ટિમાંહીં;
છોળ પર છોળ એની સદા ઉછળતી,
છલકમાં છાંટતી સર્વ ત્યાંહીં;
પળપળે ઊર્મિઓ ઊઠતી અંતરે,
અંતરે સર્વ પાછી સમાતી:
હોય મોજે અગર હોય લહરી ઝીણી,
સર્વની સાધના ત્યાં સધાતી.

સર્વ આ તેજગોળા નભે ઘૂમતા,
પૃથ્વી ને સર્વ ઉત્પત્તિ તેની;
માનવી, પ્રાણીઓ સર્વ, પ્રત્યેક છે
ઊર્મિ એ સ્નેહસાગર વિષેની!
આવજો, સર્વ એ સાગરે ઉછળિયે,
કંઈ પરસ્પર હૃદયછોળ છાંટી!
જીવવું, તોય એ સાગરે ઉછળતાં;
શમી જવું, તોય એમાં ગુલાંટી!

માનવી લહરી છો સ્નેહસાગરતણી,
　　લહરી પણ છેક ઝીણીથી ઝીણી !
જેહ સાગર વિષે ઊઠીને વિહરતી,
　　તેહને તે ન કો રીત ભૂલી;
ઊછળતાં, ઉછળતાં, કૂદીને કંપતાં,
　　જીવનના કેમ ઉલ્લાસ ભરિયે ?
સ્નેહમાં જન્મીને સ્નેહમાં શમી જવું :
　　તો જીવનમાં ન શે સ્નેહ ભરિયે ?

આજ આ લહરીનું લઘુ જીવન લાગતું,
　　કાલ મોજાતણું ભવ્ય બનશે :
આજ બુદબુદ ઝીણા લહરી પર ફૂટતા,
　　કાલ ત્યાં ફીણગોટા ફૂંફૂણશે !
આજ અલ્પાંશ જે જોતી સાગરતણો,
　　અમિત વિસ્તાર તેનો ઉઘડશે :
સ્નેહસાગર વિષે આખરે શમી જવું :
　　ત્યાંજ ભર શાંતિ આનંદ જડશે !

૩૭૩

વિશ્વનો ધર્મ તે જીવનનો ધર્મ છે,
જીવનનો ધર્મ છે સર્વ માટે;
ભૂતમાં, ભાવિમાં, વર્તમાને રહ્યું,
તે સકળ જોગવે એક પાટે;
એક આ સૂર્યથી જગત દેખે બધું,
શ્વાસ લે એક ફરતી હવાથી:
વિશ્વનો ધર્મ છે એક આ સ્નેહનો,
સ્નેહ વિણ જીવનરસવૃદ્ધિ ક્યાંથી?

સ્નેહછાયા રહી સહજ સૌ પ્રાણીમાં,
તેજ એ પ્રાણીજીવન ટકાવે;
જીવનનો કલહ છે જીવનના સ્વાર્થનો,
જીવનસમતોલતા સ્નેહ લાવે;
દેશ ને કાળ ને જાતિથી અપરિમિત,
સ્નેહ સદ્ધર્મ છે વિશ્વકેરો;
સર્વવ્યાપી સનાતન રહે પ્રકૃતિ શો:
સ્નેહ છે અગમનો ગમ્ય હેરો!

૩૭૪

શુદ્ધ એ સ્નેહ સૌ હૃદયમાં ધારજો,
રેલજો સ્નેહ એ આસપાસે ;
સ્નેહનું તેજ જે પરમ આનંદ છે,
તે ભરી દો અખુટ શ્વાસશ્વાસે ;
પરમ આનંદને તેજ વીંટાઈને
સૂર્યના હાસ્ય શું તેજ રેડો ;
સ્નેહનાં કિરણ ચોપાસ રેલાવતાં
વિશ્વઅંધારનાં ક્ષેત્ર ખેડો !

પ્રકૃતિની શક્તિ જો વેદના સરજતી,
સ્નેહની શક્તિ આનંદ સરજે ;
જીવનપંથે સદા સ્નેહને ધારતાં
હૃદયને વેદનાડંખ વરજે ;
સર્વ આ ભિન્નતાની થશે એકતા,
કાયનાં કોટલાં સર્વ સરશે :
ફૂડસ્વર્ગો બધાં વામતાં, જગતમાં
સ્નેહનું સ્વર્ગ સાચું ઉતરશે !

૩૭૫

આવજો, સૂર્ય ને ચંદ્ર ને તારલા !
આવજો, ગ્રહ મનુજજીવનજોડયા !
શક્તિઓ દીઠી અણદીઠી આકાશની !
સૌ મહાત્મા જીવનબંધછોડયા !
પ્રાણીઓ, પક્ષીઓ, કીટ ને મચ્છ સૌ !
વૃક્ષ ને વાયુના જંતુ સર્વે !
આવજો, માનવી બંધુઓ, બ્હેનીઓ !
આવજો, સર્વ આ સ્નેહપર્વે !

એક આશા અમર સર્વ અંતરતણી,
એક શ્રદ્ધા બધાં જીવનકેરી ;
એક જ્યોતિ અચળ સકળ આત્માતણી,
ભાવના એક મનની અનેરી :
જીવવું એટલે જાળવું ને ઝગુકવું :
તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો !
આવજો સ્નેહજયકાર કરતાં અટલ :
સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો !

  

# સૂચી

## ( પહેલી લીટીઓની )

મુક્તક

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૬ | પ્રશ્નાર્થ ચિહ્ન લીટીને છેડે જોઇએ. | |
| ૨૧ | ૧૦ | લીટીને છેડે અર્ધવિરામ છે તે નહીં જોઇએ- | |
| ૩૧ | ૯ | સ્વપ્ન | સ્વપ્ન |
| ૩૮ | ૧૬ | સાથે | સાટે |
| ૬૬ | ૧૫ | વર્ત્તુલે | વર્તુલે |
| ૭૫ | ૯ | સત્વમાં | સત્ત્વમાં |
| ૭૯ | ૧૧ | બધાં | બધા |
| ૯૫ | ૮ | , | . |
| ૧૮૨ | ૮ | શાંત | શાંતિ |
| ૧૮૮ | ૯ | સ્થૂળની | સ્થૂળનાં |
| ૨૧૨ | ૧૫ | . | , |
| ૨૫૧ | ૬ | દ્વ્ય | દિવ્ય |
| ૨૬૩ | ૧૬ | ? | ! |

**નોંધ:**—છેવટનું છાપતાં કેટલાક શબ્દો પરનાં અનુસ્વારો કેટલાક ફરમામાં પડી ગયાં હોઈ છપાયાં નથી, ત્યાં ત્યાં સુજ્ઞ વાચકે તે સુધારી લેવાની કૃપા કરવી.